પંડિત સુદર્શનની ટૂંકી વાર્તાઓ હિંદી સાહિત્યમાં ખૂબજ લોકપ્રિય થઇ છે. આ સંગ્રહમાં તેમની ત્રણ વાર્તાઓ આપવામાં આવી છે. પહેલી બે વાર્તાઓ પ્રેમકથા છે. 'પત્થરોનો સોદાગર'માં એક રાજકુમાર રાજ્યના વિલાસી વાતાવરણથી કંટાળી રાજપાટ છોડીને નાસી જાય છે, અને એક પહાડી કન્યાના પ્રેમમાં પડે છે. કથાનકની વસ્તુ સાદી હોવા છતાં લેખકે એમાં કલ્પનાના અનેક રંગો પૂરીને વાર્તાને ખૂબજ સુંદર રીતે વિકસાવી છે. 'બે મિત્ર હતા'ની વાર્તામાં બે દિલોજાન મિત્રો એકજ સુંદર યુવતીના પ્રેમમાં પડે છે. આ વાર્તા આત્મકથાની ઢબે લખાયેલી હોઈ. દરેક પાત્ર પોતાની હકીકત રજૂ કરે છે. બન્નેની મૈત્રી વચ્ચે થતો વિક્ષેપ તથા બન્ને પાત્રો વચ્ચે થતી ગેરસમજૂતી કલ્પનાને રમૂજ પમાડે છે, અને વાર્તાનો અંત ન ધાર્યો હોય એવી જુદીજ રીતે આવે છે.

'સદાસુખ'ની વાર્તામાં કરૂણરસ પ્રધાન છે. વાર્તાની શરુઆત જ એવી રીતે થાય છે કે તે આપણું ધ્યાન પહેલેથી છેલ્લે સુધી ખેંચી રાખે છે. ડોસાનું પાત્ર લેખકે ખૂબ કુશળતાથી ચીતર્યું છે અને તેની નિઃસ્વાર્થ સેવા દરેકના હૃદયમાં અભિજાત પ્રેમ ઉત્પન્ન કરે છે.

આ ત્રણે વાર્તાઓ રસિક છે એટલુંજ નહિં પણ સુંદર મૌલિક વાર્તાસાહિત્યના નમૂના તરીકે પણ વાંચવા જેવી છે.

**કિંમત રૂ. ત્રણ**

# પત્થરોનો સોદાગર

અને

# બીજી વાતો

લેખક

પંડિત સુદર્શન

અનુવાદકો

'મિસ્કીન'
ધીરૂભાઈ ચાનપુરા



વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ.

એન. એમ. ઠક્કર એન્ડ કંપની
૧૪૦, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, નં. ૨.

# પંડિત સુદર્શન

ઉર્દૂ અને હિન્દી સાહિત્યના ઉજ્જવળ રત્નોમાં પંડિત સુદર્શનજીનું સ્થાન ઉંચું અને મહત્ત્વપૂર્ણ છે. ગુજરાત એમને ચલચિત્રોદ્વારા–તેના કથાનકો, સંવાદો અને કેટલીકવાર ગીતો દ્વારા–ઓળખે છે. પણ એમનો સાચો પરિચય તો એમનું હિન્દી સાહિત્ય-માંનું વિપુલ વાર્તા સાહિત્ય વાંચીએ ત્યારેજ થયો કહેવાય.

પંડિતજીનો જન્મ ઈ. સ. ૧૮૯૬ માં સ્યાલકોટ (પંજાબમાં) થયો. સત્તર વર્ષની નાની ઉંમરમાં જ એમણે સાહિત્યક્ષેત્રમાં પગલીઓ માંડી. શરૂઆતમાં એમણે ઉર્દૂમાં વાર્તાઓ લખવા માંડી. તેમાં સારી જેવી નામના મેળવ્યા પછી એમણે હિન્દીમાં લખવા માંડયું અને એક પછી એક રત્ન અર્પી હિન્દી સાહિત્યનો કોષ સમૃદ્ધ કર્યો–હજુયે કર્યેજ જાય છે. દેશની એક ભાષાની–રાષ્ટ્રભાષાની સમસ્યા ઉકેલવા મથનારા મહારથીઓમાંના આ એક છે. ઉર્દૂ હિન્દીના સુભગ મિશ્રણની હિમાયત કરનારા આ વિદ્વાનની હિન્દી પર ઉર્દૂની સ્પષ્ટ અસર છે. જે રાષ્ટ્રભાષાના સ્વરૂપ માટે ઉચિત એવી હિન્દુસ્તાની ભાષાનું સાહિત્ય ભારતને પૂરૂં પાડી રહે છે.

પંડિતજીએ વાર્તાઓ ઉપરાંત નાટકો અને કવિતાઓ પણ લખ્યાં છે. લેખક હોવા ઉપરાંત તેઓ એક સારા વક્તા પણ છે. એમની લખવાની બેનમૂન શૈલી એમના વક્તૃત્વમાં પણ ઝબકી ઉઠે છે અને જે સાંભળે છે તે મુગ્ધ થઇ જાય છે.

એમના 'ચાર કહાનિયાં' નામના સંગ્રહમાંથી આ વાર્તાઓ લેવામાં આવી છે.

પંડિતજીની આ વાર્તાઓ ગુજરાતને જરૂર ગમી જશે એની અમને ખાત્રી છે. ગુજરાતનો એમના માટેનો ઉત્સાહ અમને એમની અન્ય કૃતિઓ ગુજરાત સમક્ષ ધરવા પ્રેરશે.

## વાર્તા સૂચિ


| | | | |
|---|---|---|---|
| | | | પાનું |
| પત્થરોનો સોદાગર | ... | ... | ૯ |
| બે મિત્રો હતા ... | ... | ... | ૧૦૩ |
| સદાસુખ ... | ... | ... | ૧૬૫–૧૯૭ |

# પત્થરોનો સોદાગર

: ૧ :

દશેરાનો દિવસ હતો. સિકન્ધીરની અંધકારમય ભૂમિ ચંદ્રલોક જેવી બની ગઇ હતી. મકાનો અને દુકાનો શણગારવામાં આવતાં હતાં. શહેરની સડકો બિલોરી કાચની માફક ચકચકીત બનાવવામાં આવી હતી. ક્યાંઇ એક તણખલું પણ નજરે પડતું ન હતું. મહારાજાના માણસો એના પર તકેદારી રાખી રહ્યા હતા. શહેરની બહાર સડકની બન્ને બાજુ બેનમૂન અને સુંદર મકાનોની હાર શોભતી હતી અને એમાં હિન્દુસ્તાનની મશહૂર ગાયિકાઓ ઊતરી હતી. કોઇ લખનઉથી આવી હતી, કોઇ અલ્હાબાદથી, કોઇ મુંબઇથી, અને કોઇ કલકત્તાથી. આ બધી પોતપોતાની કળામાં પાવરધી હતી. કોઇની ફી રોજના પાંચસો રૂપિયા હતી, કોઇની એક હજાર. બેત્રણ એવી પણ હતી કે જેને દરરોજના ત્રણ હજાર આપીને બોલાવવામાં આવી હતી. શહેરનો બહારનો ભાગ રોનકદાર લાગતો હતો અને જાણે કોઈ નાનું પણ સુંદર શહેર નહોય એમ લાગ્યા કરતું હતું. ત્યાં યૌવન હસતું હતું, સૌન્દર્ય હિલોળા લઇ રહ્યું હતું, સંગીત મોજ પીરસતું હતું. જીવનની આવી જીવતી જાગતી, આવી દિમાગવાળી, અલબેલી નગરી જોયા વિના કોણ રહે ?

શહેરની બીજી બાજુ એક શહેર વસેલું હતું. ત્યાં બ્રાહ્મણો અને પંડિતો રહેતા હતા. એ બધામાં દરરોજના પચાસ રૂપિયાથી વધારે કમાનાર કોઇ ન હતું, અને આટલા એમને માટે ઘણા હતા. અહીં જ્યારે જુઓ ત્યારે શાંતિ નજરે પડતી હતી. કોઇ બોલતું ન હતું, ન કોઇ બૂમો પાડતું હતું. સૌ પોતપોતાના મકાનમાં મસ્ત થઇને

રહેતા હતા. આ લોકોનો વખત કાં તો ભાંગ ઘૂંટવામાં ને કાં તો રાજ્ય તરફથી મળેલા પલંગપર બિછાવેલા મુલાયમ બિછાનામાં લાંબા પડી વીતતો હતો. આ સિવાય એમને કાંઇપણ કામ ન હતું. હવન કરવા માટે સામગ્રી મળી જતી એટલે તેઓ હવન કરી લેતા; ન મળે તો નહોતા કરતા. તેઓ આ દુનિઆના લોભી જીવ ન હતા, શાંતિ અને સંતોષની મૂર્તિઓ હતા. આટલું છતાં ખાવા વખતે એટલી બૂમાબૂમ થઈ રહેતી કે જોઇને આશ્ચર્ય થતું. તેઓ આનંદથી ખોરાક પર હાથ મારતા ને એમાં એક બીજા સાથે:હરિફાઇ ચાલતી. દિવસ-રાત્રીમાં આ એકજ વખત એવો હતો કે જ્યારે તેઓ એક બીજા સાથે આનંદથી બોલતા.

મહારાજા પૃથ્વીચંદ્ર બહાદુર હસમુખા અને ઉદારસ્વભાવના આદમી હતા. જો કે એમની આમદાની ચાર પાંચ લાખથી વધારે ન હતી. રાજ્યની આર્થિક દશા પણ સારી ન હતી. ન મળે પાઠશાળા, ન હોસ્પીટલ કે ન ધર્મશાળા. રાજયના નોકરોને કેટલાય મહિના થયા પગાર મળ્યો ન હતો. દરેક વર્ષે હજારોની સંખ્યામાં માણસો મોસમના તાવમાં પટકાઇ પડતા હતા; અને જે વર્ષમાં વરસાદ ન આવે તે વર્ષ તો ખેડૂતોની દશા જોઇ પણ ન શકાય તેવી થતી. મહારાજા આ બધું સહન કરી શકતા હતા. પરંતુ દશેરાના દિવસોમાં ઉત્સવ થવો જ જોઇએ એમ તેઓ દઢતાથી ઇચ્છતા હતા. ઉત્સવ ન કરવો એ એમના જીવન-સિદ્ધાંતથી વિરૂદ્ધ હતું. રાજ્યમાં આ ઉત્સવ વરસોથી કરવામાં આવતો હતો, એ હવે કેમ બંધ કરી શકાય! મહારાજાનું માન જાય ને! ખેડૂતો પર ભલે વધારે કર પડે, રાજ્ય ભલે દેવાદાર બને, રાજ્યની જમીન કે ઘરેણાં ભલે વેચવા પડે, પણ દશેરાનો આ વાર્ષિક ઉત્સવ તો થવો જ જોઇએ. આખા હિન્દુસ્તાનમાંથી ઉત્તમોત્તમ વેશ્યાઓ બોલાવવામાં આવતી; રાજા મહારાજાઓને આમંત્રણ અપાતાં; દસ દિવસ સુધી લક્ષ્મીની છોળો ઊડતી; રૂપિયા પાણીની જેમ ખરચાતા; મહારાજાની આ દરિયાવ દિલની વાતો દૂર દૂર પહોંચી ગઇ હતી, અને

મહારાજાને મશહૂર બનાવતી હતી. એકે વર્ષ એવું ન જ જતું કે જ્યારે આ ઉત્સવનાં ચિત્રો "ટાઇમ્સ" અને "સ્ટેટ્સમેન"માં ન છપાયા હોય! મહારાજા એને જોઇને કોઇ બીજી જ દુનીઆમાં જાણે વિહાર કરતા હોય એમ લાગતું.

: ૨ :

પરંતુ કુંવર સૂર્યપ્રકાશચંદ્ર મહારાજાની વિરૂદ્ધ હતા. એમને મહારાજાના આ રંગરાગ જરાયે પસંદ નહતા. તેઓ કહેતાઃ "આ ઉત્સવ આ રાજ્યનું નૈતિક પતન છે. આ દિવસોમાં ગવાતું ગાણું એ ગાણું નથી; પ્રજાનો ચિત્કાર છે. અને એ કરાળ કારમી ચીસ અમારા કાનના પડદાને ચીરે છે, પ્રજાના બાળકોને વિદ્યાદાન દેવા માટે આપણી પાસે પૈસા નથી, પરંતુ આચાર અને સભ્યતાના લોહી પીનાર વેશ્યાઓને માટે પૈસા છે. આ અંધેર નહિ તો બીજું શું!" તેઓ આ ઉત્સવનો હમેશાં વિરોધ કર્યા કરતા. મહારાજા કાંઇ કહી શકતા નહિ, પરંતુ મહારાજા મોટા હતા અને કુંવર નાના હતા. મોટા માણસ હાર ખાઇને પણ જીતી શકે છે, તેમ નાનો પુરુષ જીતીને પણ હારેલો ગણાય છે. મહારાજા કુંવરના પ્રશ્નોનો પ્રતિઉત્તર આપી શકતા ન હતા, પરંતુ એટલા ખાતર આ બંધ થાય તેમ ન હતું. એમ બનવું અસંભવ હતું. એમના દિલમાં એવો ખ્યાલ હતો કે એ કુલ–ગૌરવ અને માન મર્યાદાની વાહ! વાહ! હતી.

રાતનો સમય હતો. મહારાજા પોતાના વિલાસ–ગૃહમાં બેઠા બેઠા શરાબ પી રહ્યા હતા અને લખનઉની સુપ્રસિદ્ધ વેશ્યાની ગઝલ સાંભળી રહ્યા હતા. કુંવર સૂર્યપ્રકાશચંદ્ર અજમેરની ચીફ કોલેજમાં ભણતા હતા. આ દિવસોમાં કોલેજ બંધ રહેતી અને કુંવર સાહેબ ઘેર આવતા. આ સમયે એમણે લખી મોકલ્યું હતું કે આ વખતની રજાઓમાં મારો વિચાર પંજાબ તરફ જવાનો છે, એટલે રાજધાનીમાં આવીશ નહિ. મહારાજા સાહેબ તો નિશ્ચિંત હતા. આ,

સુરા અને સંગીત, એ ત્રણ ચીજોને મહારાજા સંસારનું સ્વર્ગ કહેતા હતા; અને એ વખતે ત્રણે મોજૂદ હતી. મહારાજાનો મિજાજ આસમાન પર હતો; મદિરાના જામ એક પછી એક પીતા હતા, મોહિની સૂરત જોયા કરતા હતા અને મદભરી તાન સાંભળતા હતા. એકાએક હજુરીએ આવીને કહ્યું, 'કુંવર સાહેબ આવી ગયા.'

મહારાજા ચોંકી ઊઠ્યા, હાથનો ગ્લાસ હાથમાંજ રહી ગયો. મનને કાબૂમાં રાખીને કહ્યું :

"આ વખતે તો તેઓ પંજાબ તરફ જવાના હતા એમ લખ્યું હતું ને! આખી મજા ભાંગીને ભૂકો બની ગઇ. પાછો એ ઉપદેશ સાંભળવો પડશે !–કયાં છે !

હજુરીએ કાન સુધી મોઢું લઇ જઇને કહ્યું: "અહીં જ આવે છે. ખાં સાહેબ કરમદીને વાત કરવા રોકયા એટલે તેમની સાથે વાતો કરવા રોકાયા છે; મને ઇશારાથી આપને જાણ કરવાનું કહ્યું." વેશ્યાઓ તરફ જોઈને: "આને કહું કે ચાલી જાય !"

મહારાજાએ થોડોક વખત વિચાર કર્યો, અને કહ્યું: "કાંઈ જરૂર નથી. એ મારો દીકરો છે, હું એનો દિકરો નથી. હું આજ એને બતાવી દેવા માગું છું કે તે સિકંધીરમાં હોય કે અજમેરમાં, એથી દશેરાના દિવસોમાં, આ ઉત્સવમાં કંઇ ફેર પડવાનો નથી. આવવા દો." !

હજુરીએ માથું નમાવ્યું અને ચુપચાપ બહાર ચાલ્યો ગયો. થોડી વાર પછી તો કુંવર સાહેબ મહારાજાની સામે આવીને ઊભા. પાસે બેઠેલી પરીઓના ચહેરા પર શરમ દેખાવા લાગી. તેઓ કુંવર સાહેબનો સ્વભાવ જાણતી હતી, એટલે બહાર ચાલી ગઇ. જોતજોતામાં તો આખોયે હોલ ખાલી થઈ ગયો. પિતા પુત્ર સિવાય કોઇ ન રહ્યું. એકની પાસે મદિરાની મસ્તી હતી, શાસનની સત્તા હતી, બીજા પાસે જવાનીનો જોશ હતો. આ બધાની વચમાં એક પિતા અને એક પુત્ર, એક બીજાની સામ સામા હતા. એમના મનમાં જાણે એમ હતું કે આજે

આ વાતનો નિર્ણય કરી નાખવો જોઇએ.

ક્રોધને દબાવીને કુંવરે ધીરેથી કહ્યું :

"આપને યાદ છે ! આપે ગયે વરસે મને વચન આપ્યું હતું. એ યાદ છે !"

મહારાજે બેપરવાઇથી જવાબ આપ્યો: "મને કશું યાદ નથી."

કુંવર–આજે પણ પાછી વેશ્યાઓ બોલાવવામાં આવી છે. એનું કેટલું ખર્ચ આવશે ?

મહારાજા–મને એ પૂછનાર તું કોણ ? ગમે તેટલું ખર્ચ થાય તેની મને પરવા નથી.

કુંવર–બે લાખમાં એક પાઈ પણ ઓછું નહિ થાય.

મહારાજા–બે લાખ તો શું પણ ચાર લાખ કેમ થતું નથી! મારો ખ્યાલ એવો છે કે આ વખતે પાંચ લાખનું ખર્ચ થશે. વખતે વધે પણ ખરૂં.

કુંવર–[ ખૂબ નમ્રતાથી ] પરંતુ એનું પરિણામ શું આવશે ? રાજ્ય પર કરભરણનો બોજો વધશે.

મહારાજા–મને એની જરા પણ પરવા નથી. અને હું જીવું છું ત્યાં સુધી આ ઉત્સવ દર સાલ ધામ–ધૂમથી ઊજવાશે. આવા શુભ પ્રસંગે તું જોઇએ તો શોક પાળજે, હું રોકવા નહિ આવું. અત્યારે મારૂં રાજ્ય છે, તે વખતે રાજ્ય કારભાર તારો હશે.

કુંવર સાહેબ વિચારમાં પડયા, કે આ વાતનો જવાબ આપવો કે ન આપવો.

મહારાજા–છેવટ તારી ઇચ્છા શું છે? આ તહેવારનો જલસો બંધ કરી દઉં તો તુ ખુશ થશે ?

કુંવર–બિલકુલ નહિ. દશેરાનું પર્વ એ તો રજપુતાઇની બહાદુરીનું પર્વ છે. આ દિવસોમાં આપણો જૂનો જમાનો યાદ

આવે છે. આ દિવસોમાં તો આપણા જૂના ભાવો, આપણી જૂની મનોવેદનાઓ જાગૃત થાય છે. આ દિવસોમાં આપણી નસોમાં જૂની રજપુતાઇનું લોહી દોડવા લાગે છે. હું તો આ વેશ્યાઓ બોલાવવાનો વિરોધી છું. આવા પવિત્ર દિવસે વેશ્યાઓ અહીં પગલું પણ કેમ મૂકી શકે? એ તો સમાજનું લોહી ચૂસવાવાળી છે; આપણા કલેજા ખાવાવાળી ડાકણ છે. આપણા સંસારનાં ગૌરવ અને શાન્તિ નષ્ટ કરનારી બિમારી છે. આ તો પ્લેગથી પણ વધારે ભયંકર છે. ગરીબો પાસેથી લીધેલું ધન લૂંટીને એને કેમ અપાય! દસ દિવસમાં એ જેટલું ધન લઇ જાય છે. એટલામાં તો એક વરસ સુધી બે કોલેજો ચલાવી શકાય.

મહારાજા આનો કાંઇ ઉત્તર આપી શકયા નહિ. માત્ર ટૂંકાણમાં જ પૂછ્યું "તો શું કરવું?"

કુંવર — બ્રાહ્મણોની રહેવાની જગ્યા છે ત્યાં એકાદ ટગમગતો દીવો પણ દેખાતો નથી. ત્યારે અહીં વીજળીનો ઝગમગાટ છે. આવી અંધેરી નગરીનું પાણી પણ કેમ પિવાય? આના કરતા તો બહાર જઇને ભીખ માગવી સારી! ત્યાં બીજું કાંઇ નહિ હોય, પણ ચિત્તનો આનંદ તો જરૂર મળશે.

આટલું કહ્યા પછી કુંવર સાહેબને થયું કે મારા મુખમાંથી શું બહાર નીકળી પડયું! શબ્દો પાછા ખેંચી લઉં! પણ બહાર પડી ગયેલા શબ્દો પાછા કેમ ખેંચાય? હવે મહારાજાને ક્રોધ આવી ગયો. ખુરશી પર બેઠા હતા તે ઊભા થઇ ગયા, અને નિશ્ચયાત્મક સ્વરે કહ્યું, 'આજે જ અહીંથી ચાલ્યો જા! મારી રાજધાની સૂની નહિ રહે!

કુંવર–હું પણ બહાર જવાથી અન્ન વગર ભૂખ્યો નથી મરી જવાનો, એટલી ખાત્રી જરૂર રાખજો.

આટલું કહીને કુંવર સાહેબ બહાર નીકળી ગયા.

થોડીવાર પછી તો વિલાસ–મહેલમાં પાછા નાચ–ગાન શરૂ થયાં.

તબલા પર થાપ પડી, સારંગીના સૂર સંભળાયા અને સૂરીલા સૂર અને તાન–પલટા સંભળાવા લાગ્યા.

અહીં રંગરાગનો જલસો જામ્યો હતો, ત્યારે એ જ વખતે કુંવર સૂર્યપ્રકાશચંદ્રને લઇને ગાડી દિલ્હી ભણી પવનવેગે જતી હતી. શું કરશું ! કયાં રહેશું ! કોઈ પણ જાતનો વિચાર ન હતો. એને એ વાતનું ભાન પણ ન હતું, અને એને એ વાતની ચિન્તા પણ ન હતી. એના દિલમાં એક જ ઇચ્છા હતી કે રાજધાનીથી દૂર દૂર નીકળી જવું. એની ઇચ્છા પૈસા ટકાની હોત તો ગમે તે રાજા પાસેથી દસ-વીસ હજાર રૂપિયા જરૂર મેળવી શકત; એને માટે એ જરા પણ મુશ્કેલ ન હતું. કોઇને એક પત્ર લખીને પણ તે પૈસા મેળવી શકે એમ હતું. પણ એનો દૃઢ નિશ્ચય હતો કે કોઇની પાસેથી એક પૈસો પણ ન માગવો. રાજાઓ પૈસા આપે તો એના પિતાના સંબંધને લીધે આપે એવો ખ્યાલ હતો. બાપ સાથે લડી, તેમના મિત્રો પાસેથી સહાયતા મેળવવી એ તેના સિદ્ધાંત વિરૂદ્ધ હતું. આ વખતે કુંવર પાસે ત્રણ હજારની નોટો પડી હતી; અને આ ટૂંક મુદત માટેની ખરચી હતી. હવે એ કુંવર રહ્યા ન હતા, એક મામુલી આદમી જ હતા. હવે એમને એક એક પૈસાનો હિસાબ કરવાનો હતો; એમ કરે તો જ એમનું ખર્ચ ચાલે તેમ હતું. કુંવર સાહેબને વિચાર આવ્યો કે જ્યારે તેઓ કોલેજમાં હતા ત્યારે ત્યાંના કારકુનને સો રૂપિયાનો પગાર હતો; તેને સ્ત્રી હતી, બાળકો પણ હતા, અને આ બધાનું ખર્ચ સો રૂપિયામાં ચલાવવું પડતું હતું. આ રીતે મારે ગુજારો કરવો પડશે ! હું તો એકલો છું ! ત્યારે મારા એકલાના ખર્ચ માટે સો રૂપિઆ પૂરા નથી શું ! કુંવર સાહેબે આ બાબતપર કેટલોક વખત વિચાર કર્યો, અને મન સાથે નક્કી કર્યું કે મારે મારૂં ખર્ચ સો રૂપિયામાં જ ચલાવવુંજ જોઇએ; એનાથી એક પાઇ પણ વધારે ખર્ચ કરવાનો નથી. ત્રણ હજાર રૂપિયા છે; આનંદથી અઢી વર્ષ પસાર થઇ જશે. આટલા વખત દરમ્યાન કાંઇક રસ્તો જરૂર જડશે.

અત્યારે રાત્રીનો એક વાગ્યો હતો. કુંવર સાહેબને નિદ્રા આવવા લાગી. પગમાંથી બૂટ કાઢી નાખ્યા, મોજા ઉતાર્યા, કોટ પણ ઉતારી નાંખ્યો, અને સૂવાનો નિશ્ચય કર્યો; એકાએક ચોંકી ઊઠયા. સૂવા માટે બિછાનું ક્યાં! કુંવર સાહેબને પોતાની ભૂલ પર હસવું આવ્યું—કુદરતી હાસ્ય આવી ગયું. દરવાજાની કડી અંદરથી બંધ કરી લીધી અને ખાલી સીટ પર જ લંબાવી દીધું. આ અનુભવ પહેલો જ હતો કે એ સામાન વિના મુસાફરી કરતા હતા. આજ દિવસ સુધી તેમણે નોકર—ચાકર અને કેટલાયે સામાન સાથે મુસાફરી કરી હતી; આજે એમની સાથે ન કોઈ નોકર હતો કે ન કંઇ સામાન હતો.

આંખ ઊઘડી ત્યારે પ્રભાત થઇ ચૂકયું હતું; અને ગાડી ગાઝીયાબાદના સ્ટેશન પર ઊભી હતી. કુંવરને પહેલા તો શંકા થઇ કે રાતનો બનેલો બનાવ એ બનાવ ન હતો, એ તો થાકેલા મનનાં સ્વપ્નાં હતાં, સ્વપ્નાં. પરંતુ એણે ખાત્રી કરી કે ના, એમ નહિ; હું જરૂર ગાડીમાં છું. અને ગાડી જરૂર દિલ્હી પહોંચવાની જ છે. અને એથી નક્કી થયું કે રાત્રીની ઘટના એ સ્વપ્ન ન હતું પણ સત્યજ છે, અને જરૂર તે ઘરથી ભાગી છૂટેલ છે.

કુંવર સાહેબને નિદ્રામાંથી જાગૃત થતાંજ ચાહ પીવાની આદત હતી. સામે જ ચાહ ઘર જોવામાં આવ્યું, મનમાં ઇચ્છા થઇ કે બૂમ મારીને બોલાવું! વળી પાછો રાતનો વિચાર યાદ આવ્યો અને મનમાંજ વિચાર્યું કે આવા નકામા ખરચા કરવાથી સો રૂપિયામાં કયાંથી પૂરૂં થાય?

આથી કુંવર સાહેબે ચાહ પીવાનો વિચાર છોડી દીધો, અને "સ્ટેટ્સ્મેન" નો નવો અંક ખરીદી વાંચવા લાગ્યા.

પહેલા તો એમણે 'વોન્ટેડ' ની કોલમ વાંચી લીધી. ત્યાર પછી તાજા સમાચાર વાંચ્યા. એકાએક એમના હાથમાં વર્તમાનપત્ર કંપવા લાગ્યું; આઠમા પાનાની ત્રીજી કોલમમાં આ પ્રમાણે છપાયેલું હતું—

# પચાસ હજાર રૂપિયા ઇનામ

પહાડોના મહારાજા કાશ્મીર નરેશે જાહેર કર્યું છે કે જે કોઈ વ્યક્તિ કાશ્મીરના પહાડી લોકોના રીતરિવાજ પર સર્વશ્રેષ્ઠ ગ્રંથ લખશે, એને પચાસ હજાર રૂપિયાનું ઇનામ આપવામાં આવશે. આ ગ્રંથ અંગ્રેજી, ઉર્દૂ, હિન્દી, પંજાબી કોઇ પણ ભાષામાં લખી શકાશે, પરંતુ એનું લખાણ બસો પાનાનું હોવું જોઈએ.

આ લખાણ ૨૨ ડીસેમ્બર પહેલાં ચીફ સેક્રેટરી પાસે પહોંચી જવું જોઇએ. અંતિમ નિર્ણય કાશ્મીર નરેશનો રહેશે!

કુંવરે આંખો બીડી દીધી, વર્તમાન પત્રને છાતી પર રાખી દીધું-રહી ગયું અને કેટલોય વખત સુધી વિચારમાં પડયા રહ્યા. આ કંઇ જેવા તેવા કે મામુલી ખબર ન હતા; એમના દુર્ભાગ્યના અંધકારમાં ઝગમગતી રોશની હતી,– કાળા અક્ષરોમાં પણ ઉજ્જ્વલ ઉપમા હતી; અને એ ઉપમાએ એનું મન હરી લીધું.

ગાડીની બારી બહાર જોયું તો વૃક્ષ, ખેતર, પાણીના ઝરણાં પસાર થઇ રહ્યા હતા. એ પણ કુંવરની જેમ એકાકી ઊભાં હતાં. કુંવર સાહેબ પણ એની જેમ એકાકી જ હતા ને? વર્તમાનપત્રના સમાચારથી એમના દિલમાં આશાનો સંચાર થયો હતો. એમની નજર સામે એક કર્ત્તવ્ય, એક ઉદ્દેશ હતો; કેટલું દૂર, છતાં કેટલું સાફ! કેટલું કઠિન, છતાં કેટલું મનોહર! કુંવરે આંખો બંધ કરી લીધી અને સફળતાનાં સુન્દર સ્વપ્નમાં રાચવા લાગ્યા.

: ૪ :

ત્રીજે દિવસે તેઓ રાવળપીંડીથી પચાસ માઇલ દૂર આવેલા પહાડ પર હાથમાં હેન્ડબેગ લઇને ચઢી રહ્યા હતા. એક બાજુ

ગગનભેદી પહાડ ઊભા હતા; બીજી બાજુ જેલમનું સફેદ પાણી પારાના સાપની જેમ લહેરાતું ચાલ્યું જતું હતું, અને વચમાં પહાડની ચારે બાજુ વીંટાયેલી દોરડા જેવી દેખાતી સડક ધીરે ધીરે ઊંચીને ઊંચી ચાલી જતી હતી. એ સડકની બાજુ નદીના વચલા ભાગમાં નાનાં નાનાં ખેતરો હતાં, અને નાનાં નાનાં ઝૂંપડાઓ હતાં. આ મનોહર દૃશ્ય જોઇને કુંવર સૂર્યપ્રકાશ થંભી ગયા; આ મનુષ્યકૃત કારીગીરી ન હતી, પ્રકૃતિનું સૌંદર્ય હતું. અહીં વસંત પોતાની મસ્તીમાં ખેલતો હતો, લાલિત્ય નૃત્ય કરતું હતું, આનંદ ગાન કરતું હતું. અહીંના વાયુમાં મદ ભેળસેળ થઇ ગયો હતો. આકાશને એણે એટલું વિસ્તૃત, આટલે દૂર સુધી ફેલાયેલું, કદી પણ જોયું ન હતું. દર વરસે પહાડની સહેલ કરવા જવાનું થતું હતું, પણ મોટરમાં ગોંધાઇને. મોટરની મુસાફરીમાં આટલો અવકાશ, પ્રકૃતિનું સૌંદર્યપૂર્ણ દૃશ્ય કાવ્યભરી આંખે કયાંથી જોઇ શકાય! રાગ અને રંગનો આ પ્રદેશ એમણે પહેલી જ વાર જોયો, અને જોતાં જ મોહિત થઈ ગયા. આ બધા કુદરતી સૌંદર્યના દૃશ્યોથી પોતે પોતાપણું ભૂલી ગયા. કયાં વસ્તીવાળું ભરચક શહેર અને કયાં આ ખુલ્લાપણું? આ દૃશ્યની સામે મોટા શહેરો પણ જેલખાના જેવા લાગ્યા.

એટલામાં હોર્ન વાગ્યું અને તરતજ એક મોટર પડખેથી પસાર થઇ ગઇ. કુંવર સૂર્યપ્રકાશે એની તરફ જોયું અને તે આગળ વધ્યા. થોડીક જ મિનિટમાં મોટર પહાડના ગોળ-ગોળ રસ્તા પર અદૃશ્ય થઇ ગઇ. કુંવર આમતેમ જોતા જોતા પોતાના રસ્તો કાપ્યે જતા હતા. સામી બાજુથી એક છોકરી આવતી હતી, એની પીઠ પછવાડે એણે એના નાનાભાઇને બાંધ્યો હતો. કુંવરે આ દૃશ્ય જોયું અને હસતાં હસતાં કહ્યું—આ તારો ભાઇ છે! કેવો સુંદર છે! શું નામ છે, તેનું?

પરંતુ પેલી છોકરી ડરીને પાછી હઠી ગઇ. એણે ભાઇને પીઠ પરથી ઉતારી લીધો અને પોતાના બંન્ને હાથ જોડી તે કુંવર સાહેબ

સામે ઊભી રહી.

કુંવરને આશ્ચર્ય થયું. પરંતુ આ આશ્ચર્ય ઝાઝો સમય ન રહ્યું. એકાએક એની નજર પોતાના પોષાક પર પડી. બંધ ગળાનો રેશમી લાંબો કોટ, સફેદ પાયજામો, ચમકદાર પેટંટ લેધરના બૂટ, માથાપર રાજાસાહી સાફો; જોતાં જ માની લે કે જરૂર આ કોઇપણ રાજા--મહારાજા છે. આ લોકોના રીતરિવાજ જાણવા માટે આવ્યા છે, એવું માને એટલે એ પાસે તો શું પણ નજરે પણ ન પડે. કુંવરે નિશ્ચય કર્યો કે આ કપડા જેમ બને તેમ જલદી ઉતારી નાખવા જોઇએ, જરૂર એનો ત્યાગ કરવો જોઇએ.

થોડું આગળ ચાલ્યા એટલામાં એક પહાડી સામો આવતો નજરે પડયો. બાવીસ, ચોવીસની ઉમર લાગતી હતી; ભરાવદાર સીનો, લાંબુ કદ, કયાંક જઇ રહ્યો હોય એમ લાગતું હતું કેમકે એણે ધોએલા કપડા પહેર્યા હતા. કુંવરના મનની મુરાદ પૂરી થતી લાગી, એ નજીક આવ્યો એટલે તેને બૂમ પાડી બોલાવ્યોઃ " અહીં આવ !"

પહાડીપર જાણે વીજળી પડી. એણે હાથ જોડયા અને કહ્યું–શું છે સરકાર ! મારો કાંઇ વાંક ગનો છે ?

કુંવર–તારા કપડા ઉતારી આપ.

પહાડી–અરે સરકાર ! આ કપડા તમારે શું કામ આવશે ! આપના નોકરો પણ આ કપડા નહિ પહેરી શકે !

કુંવર–[ સાંભળ્યું ન સાંભળ્યું કરીને ] તું કપડા ઉતારી આપ ! નહિ તો પોલીસને હવાલે કરી દઇશ, સાંભળ્યું તેં ! જલદી કર.

પહાડી મુંઝાતો હતો; એ બિચારો સમજતો ન હતો કે એના કપડાનું આ શું કરશે ! એણે કુંવરની તરફ જોયું અને કાકલુદી ભર્યા સ્વરે કહ્યું–સરકાર ! હું કપડા વિના ઘેર કેવી રીતે જઈશ ?

કુંવરે જોયું કે સખ્તાઈ વિના કામ નહિ ચાલે. એને ગરદનથી પકડી ખૂબ હલાવી નાખ્યો ને કહ્યુંઃ

"કપડા આપે છે કે નહિ! હવે જો તેં આનાકાની કરી તો ઉપાડીને નદીમાં જ ફેંકી દઈશ."

આટલું કહીને એણે પોતાની બેગ ખોલી અને તેમાંથી એક ધોતિયું કાઢીને પહાડીને આપ્યું. પહાડીએ ચારે તરફ જોયું કે ક્યાંઇક કોઇક આવતું હોય. પરંતુ દૂર દૂર સુધી ત્યાં કોઈ ન દેખાયું– ન કોઇ મુસાફર કે ન કોઇ મોટરકાર! હતાશ થઇને એ કપડા ઉતારવા લાગ્યો. પાંચ મિનિટ પછી તો કુંવર સાહેબ પહાડી નૌજવાનના પોષાકમાં ઊભા હતા અને પહાડીને કહી રહ્યા હતા—મારા કપડા તું લઈ જા.

પહાડી ડરતો હતો. એનામાં એટલું સાહસ પણ ક્યાંથી હોય કે આ કપડા ઉપાડીને ચાલવા માંડે! આજ દિવસ સુધીમાં એણે આવા કપડા જોયા પણ ન હતા. એ કપડાને હાથ લગાડતાં પણ એ ડરતો હતો. એને થતું હતું કે આ કપડાને અડીશ તો જરૂર મેલા થઇ જશે. ડરતાં ડરતાં તેણે કહ્યું–ના સરકાર! આ મારે લાયકના નથી. કુંવરે પોતાના કાઢેલા કપડા અને બૂટ એક રૂમાલમાં બાંધી દીધા અને પહાડીને આપતાં કહ્યું–લઇ જા! હું પોતે તને આપું છું, કંઈ વાંધો નહિ, વિવાહ-વાજનમાં પહેરવા કામ આવશે.

છતાં પહાડીમાં એ લેવાનું સાહસ ન આવ્યું. મૃત શરીરને ગરમ કપડામાં લપેટો તો પણ ગરમ આવતી નથી, અગર તો અગ્નિ પાસે રાખો તોપણ તે ગરમ થતું નથી.

આખરે કુંવરે બેગ ઉપાડીને ચાલવા માંડયું. એકાએક તેને કાંઇક વાત યાદ આવી ગઇ, અને પહાડી તરફ ફરીને પૂછ્યું– તારૂં નામ શું?

પહાડી–બેલી!

કુંવર–[હસતાં હસતાં] આ નામ પહેલાં તારૂં હતું, હવે મારૂં થાય છે. આટલું કહીને એણે બેગને પોતાની પીઠપર રાખી લીધી

અને પહાડી કુલીની જેમ ઉઘાડે પગે કાશ્મીર તરફનો રસ્તો લીધો. પહાડી તો એની તરફ જોતો ઊભો જ રહી ગયો, કે કયાંઇક પાછો ન આવે! પણ જ્યારે એ પહાડના ચક્કરદાર રસ્તામાં દેખાતો બંધ થયો ત્યારે પેલી કપડાની પોટલી ઉપાડીને તે ચોરની જેમ ભાગવા લાગ્યો.

ઠંડો પવન વાવા લાગ્યો, આકાશમાં વાદળાં ચઢી આવ્યાં અને વીજળી ચમકવા લાગી.

: ૫ :

થોડા વખતમાં તો ચારે તરફ અંધકાર અંધકાર છવાઈ ગયો, અને વરસાદ વરસવા લાગ્યો. અને એવો જોરમાં વરસવા લાગ્યો કે જાણે એક સામટો આજે જ વરસી લઉં. કુંવર સૂર્યપ્રકાશ ચારે તરફ જોતા હતા, પરંતુ કયાંય આરામ લઇ શકાય તેવી જગ્યા જોવામાં ન આવી, શું કરે! કયાં જાય! કયાં આશ્રય લે! ચકલીઓ પોતાના માળામાં આરામથી પડી હતી. કીડાઓ ફળોમાં ઘૂસી ગયા હતા, પરંતુ એક રાજ્યના રાજકુમારને માટે કયાંય કોઇ જગા ન હતી. વરસાદથી ભીંજાતા ભીંજાતા, અંધારામાં ઠોકરો ખાતા, પડતા આખડતા ચાલ્યા જતા હતા. એની બેગમાં ત્રણ હજારની નોટો હતી. પરંતુ એ નોટોમાં એ શકિત ન હતી કે વરસાદથી રાજકુંવરને બચાવી શકે! આ કામ તો દોઢ બે રૂપિયાની છત્રી કરી શકે! પરંતુ આ વખતે એ પણ ન હતી. કુંવર સાહેબ એક સ્થળે ઊભા થઇ ગયા, અને વિચાર કરવા લાગ્યા કે પરદેશમાં આમ પણ બને ખરૂં!

એકાએક થોડે દૂર રોશની દેખાઇ. બહુ ધ્યાનથી જોતાં કોઈ એક ઝૂંપડીમા દીવો બળતો હોય એમ લાગ્યું. કુંવર સાહેબ ઝૂંપડી પાસે ગયા. રોશનીના પ્રકાશમાં પંદર વર્ષની એક છોકરી પોતાની મરતી માને ઓશીકે બેસીને સેવા કરી રહી હતી. માનું શરીર હાડકાનો માળો થઈ ગયું હતું. ઘડીક એમ લાગતું કે એ મરણ પામી છે; ઘડીક એમ લાગતું કે એ જીવે છે. પોતાના હાથ ઊંચા કરવાની શકિત પણ એમાં ન હતી. બચવાની જરા પણ આશા

ન હતી. પરંતુ એ છોકરીને હજુ એજ આશા હતી કે એ બચી જાય–ભગવાન મારા પર કૃપા દૃષ્ટિ કરે!

વરસાદ તો વરસતો જ હતો. વીજળીના ચમકારા અને મેઘનો ગડગડાટ ચાલુ હતા. પવન પણ જોરથી ફુંકાતો હતો, અને એમ લાગતું હતું કે આ ત્રણે મળીને પહાડને એની જગ્યાએથી ઉખાડીને ફેંકી દેશે! આવા ઝંઝાવાતમાં બે દીવા ટમટમી રહ્યા હતા, બંન્ને પુરાણા અને જર્જરીત હતા; બંનેમાંથી ધીમે ધીમે તેલ ખૂટતું જતું હતું, અને બંને પર મૃત્યુનો ક્રૂર પવન આક્રમણ કરી રહ્યો હતો. આખરે બાર વાગ્યા ને બંને દિવા બુઝાઇ ગયા. ઝૂંપડાની અંદર પણ મૃત્યુ હતું અને બહાર પણ મૃત્યુ હતું. છોકરી ડૂસકાં ભરી ભરીને રડવા લાગી; હવે આ દુનીયામાં એનું કોઇ ન હતું. શું કરે! કયાં જાય! કોની પાસે સહાયતા માગે! જીવનના તોફાનમાં એની બાંય કોણ પકડે! એને આશ્વાસન કોણ આપે! એણે આસરો કયાં શોધવો! પહેલાં બાપ મર્યો, આજ મા મરણ પામી; આજ એ અનાથ બની ગઇ.

ચામડાની કુપ્પીમાંથી તેલ દીવામા નાંખ્યુ. દીવો પ્રગટયો. એણે મા તરફ જોયું. હવે એનામાં જીવિત હોવાનું એક પણ ચિન્હ દેખાતું ન હતું. પરંતુ આપણે, આપણા પ્રિયજનના મૃત્યુમાં વિશ્વાસ નથી મૂકી શકતા. શબ જોઇએ છીએ છતાં મનમાં સંદેહ થાય છે કે કયાંક જીવતા ન હોય! બેહોશ થઈ ગયા હોય! સૂઇ ગયા હોય! અને કયારે કયારેક એમ થાય છે કે હમણાં ઊઠશે! હમણાં વાતો કરવા માંડશે! હમણાં પાણી માગશે! આશાનું સામ્રાજ્ય કેવું બળવાન છે! મરતાં મરતાં પણ એ ઊઠીને જીવંત બને છે!

આવી જ દશા આ છોકરીની હતી. એને પણ સંદેહ થયા કરતો હતો, કે કદાચ એ મરણ ન પણ પામી હોય! એણે પોતાના

બંને હાથ માના ગાલ પર રાખી દીધા અને હલાવતાં હલાવતાં કહ્યું–મા!

માએ કશો ઉત્તર ન આપ્યો.

છોકરીએ એકવાર ફરીથી ગાલને હલાવ્યા અને કહ્યું:

"મા."

પરંતુ હવે એમાં જીવ ન હતો, મા નહોતી રહી; મૌન, બેજાન, ઠંડી લાશ હતી. હવે એ છોકરીને લાગ્યું કે સાચે જ મા આ દુનિયામાં નથી. એ શબ પર પડી અને રડવા લાગી–ડૂસકે ડૂસકે પાછી રડવા લાગી. થોડીવાર પછી એ પાછી ઊઠી અને લાશ–શબને કહેવા લાગી–મા! આ તેં શું કર્યું? મને એકલી મૂકીને ક્યાં ચાલી ગઈ! હવે દુનિયામાં મારું કોણ?

એકાએક કોઇએ દરવાજો ખખડાવ્યો. છોકરી ચોંકી ઊઠી. આવી અંધારી તોફાની રાતના મારા દરવાજા પર કોણ આવ્યું? કોઇ બીજા અવસરે પણ દરવાજો ઉઘાડતાં એ વીસવાર વિચાર કરતી, પરંતુ આજે એને જરાયે ભય ન હતો.

દરવાજા પાસે આવી, આંસુઓથી રૂંધાયેલા અવાજે એણે પૂછ્યું:

"કોણ છે!"

"એક પરદેશી!"

અવાજ મીઠો લાગ્યો. દરવાજો ઉઘાડી નાંખ્યો–જોયું તો દેવતા સ્વરૂપ બાવીસ, ત્રેવીસ વર્ષનો પડછંદ જુવાન ઊભો છે! પગથી માથા સુધી એ ભીંજાએલો છે, હાથમાં બેગ, પગ ધ્રૂજે છે; જાણે હમણાં પડી જશે! પોષાક સાફ છે, ચહેરાપર તેજ છે. કન્યાએ હજારો પહાડી જોયા હતા, પરંતુ આવો પહાડી જુવાન એણે જોયો ન હતો. એના બાલ ચમકદાર હતા, આંખ તેજદાર હતી, કદપણ લાંબુ અને પગ પણ–એ પણ બહુ ખૂબસૂરત હતા. પહાડી લોકોના પગ આવા નથી હોતા. કોણ જાણે એ કયા દેશનો રહેવાવાળો હશે!

કુંવરે કહ્યું—જો આજ્ઞા હોય તો થોડા વખત માટે અહીં રોકાઇ જાઉં! વરસાદ બંધ થતાં જ હું ચાલ્યો જઇશ.

છોકરીએ મોંથી કંઇપણ ન કહ્યું; માત્ર માથું હલાવી આજ્ઞા આપી.

: ૬ :

ઝૂંપડીમાં દાખલ થઇને કુંવરે જે કંઇ જોયું તેનાથી તેનું દિલ કંપી ઊઠયું. આ છોકરી અનાથ, એકલી અને નિસહાય છે. આ દુ:ખીઆરીનું દુ:ખ અન્યને કયાંથી સમજાય! આ દુ:ખને પોતાનું સમજે એવું કોણ? આના સંકટમાં પોતે હાથ લંબાવવો? શું કરવું! એકાંત સ્થળે આ એકલીઅટૂલી કેમ રહી શકશે! કુંવર એને સહાયતા કરવા ઇચ્છતા હતા, પણ સહાયતા કેવી રીતે કરવી? એમને ઉપાય સૂઝતો ન હતો. એમની પાસે ત્રણ હજાર રૂપિયા હતા. એ કદાચ આ બધી રકમ આપવા તૈયાર થાય. પરંતુ આ લક્ષ્મી એક નૌજવાન ખૂબસુરત, કુંવારી છોકરીની રક્ષા કરી શકે એમ ન હતું. આનાથી તો એનો જીવ તથા સતીત્વ સંકટમાં આવી પડે એમ લાગતું હતું. પાપ કમજોરોના રૂપ અન ધન પર આ રીતે ડોકિયાં કરે છે—જેમ બકરી પર ચિત્તો. કુંવર સાહેબ આ બાબતનો વિચાર કરી કરીને પરેશાન થઈ ગયા. તેઓ આ સંબંધમાં જેટલો વિચાર કરતા હતા, તેટલો વધારેને વધારે અંધકાર વધતો જતો હતો; ગૂંચવાડો ઊભો થતો હતો.

મોંસૂઝણું થતાં થતાં તો આસપાસના ઝૂંપડાવાળાઓને ખબર પડી કે ડોસી મરણ પામી છે. આસ્તે આસ્તે કેટલાક લોકો એકઠા થયા લરજાં [ છોકરીનું નામ ] પાસે કાંઇ ન હતું. બધાએ પૈસા એકઠા કર્યાં અને નદીકિનારે ડોસીના શબનો અગ્નિસંસ્કાર કર્યો. આ વખતની લરજાંની દશા જોવાતી ન હતી. એ છાતીફાટ રૂદન કરતી, માથાના વાળ ખેંચતી હતી. સૌની આંખમાં આંસુ હતાં. કેટલીક સ્ત્રીઓ એને ધીરજ દેતી હતી. અને શિખામણનાં શબ્દો સંભળાવતી હતી કે – બેટા! જે થવાનું હતું તે થઇ ગયું, મોત

પાસે કોઈનું જોર ચાલતું નથી. મોટા મોટા માંધાતાઓ, રાજા-મહારાજાઓ નથી રહ્યા, ત્યારે આપણે શું ગણત્રીમાં! પરંતુ આવા આશ્વાસનથી લરજાંના અશ્રુ અટકતા ન હતા, ગરમ પાણીનો ઝરો જેમ વહ્યા કરે છે તેમ તે વહે જતા હતા. એની સામે એક અનિશ્ચિત, ભયાનક અને અંધકારમય ભવિષ્ય ફેલાયેલું હતું. એના મનમાં એકજ વિચાર હતો—હવે! આ સભર સંસારમાં મારું કોણ?

જ્યારે શબ બળીને ખાખ થઇ ગયું ત્યારે સર્વ આવીને ઝૂંપડી બહાર બેઠા અને વિચારવા લાગ્યા કે-

હવે લરજી ક્યાં રહેશે?

એક માણસે કુંવર સાહેબને પુછ્યું:

"ભાઇ! તમે કોણ છો!"

લરજાં રડી રહી હતી. આ સવાલ સાંભળતા એના કાન પણ સરવા થયા.

કુંવરે ગંભીરતાથી જવાબ આપ્યો-પરદેશી છું! બહુ દૂરથી આવ્યો છું! હવે આ બિચારીને માટે કંઇક વિચાર કરો. ક્યાં રહેશે! અહીં એકલી રહેશે તો કંઇક મુશ્કેલી ઊભી થશે! રોઇ રોઇને મરવા પડશે!

પહાડીઓના વડાએ હુક્કાનો દમ ખેંચતાં કુંવરની તરફ જોયુ અને કહ્યું.-અરે નાનકી મરી ગઇ તો શું થઇ ગયું, અમે તો નથી મરી ગયા ને! લરજાંના માટે કોઇ વાતનો ટોટો નથી, એને ખવ-રાવ્યા-પીવરાવ્યા પછી અમે ખાશું. એને શી ફિકર! એ મારા ઘરમાં રહેશે. મારે ત્યાં બે છોકરીઓ છે, એમાં એક વધારે! ગુજારો થઇ રહેશે! દેવાવાળો તો શંકર ભગવાન છે, બીજો કોણ સાળો આપનારો છે?

બીજાએ કહ્યું—સાચું કહો છો! લરજાંને શી ચિંતા છે? ચિંતા કરનારા તો અમે બેઠા છીએ! એની મા નથી મરી પણ એમારો એક હાથ તૂટી ગયો છે.

પહાડી લોકના વડા પટેલની બે છોકરીઓ ચંદી અને મલ્કી લરજાંની પાસે આવીને બેસી ગઇ. ચંદીએ કહ્યું-અમારે ત્યાં તને જરાપણ તકલીફ નહિ પડે! ચાલ! ચાલ, તારા કપડાં અને ઠામ લઇ લે.

લરજાંએ રડતાં રડતાં કહ્યું-હું આ જગ્યા છોડીને ક્યાંઈ પણ જવાની નથી, આ મારા મા-બાપનું ઘર છે.

આટલું કહેતાં કહેતાં તો એના મુખમાંથી રાડ નીકળી ગઈ. એ વધારે કાંઇ પણ ન બોલી. આડોસી પાડોસી પણ રડવા લાગ્યા.

પટેલે કહ્યું-એ તો ગાંડી છે! અહીં કેમ રહી શકે! રાતના એની માનું ભૂત થાય! એકલી હશે તો બીકની મારી મરી જશે, ચાલ! ચાલ! ચંદી, એના કપડા-લત્તાં ઉપાડી લે. જ્યાં હું ત્યાં તે!

લરજાંનાં આંસુ અટકી પડ્યાં, એણે દઢતાથી કહ્યું-એ બધું ભલે લઇ જાવ, પણ હું તો અહીં જ રહેવાની છું. એક બીજા માણસે ગુસ્સે થઇને કહ્યું-અહીં રહીશ તો ચાર છ દિવસમાં જ મરણ પામીશ! તને અહીં કોણ ખવરાવશે, બોલ?

લરજાંએ ઇંટનો જવાબ પત્થરથી આપ્યો. કહ્યું- જે તમને આપે છે, તે મને પણ દેશે. મારી મા મરણ પામી છે, કંઇ મારા પ્રભુ મરણ નથી પામ્યા. એને સર્વની ચિંતા છે. પટેલે આ વખતે મૌન ધારણ કરવાનું ઉચિત ધાર્યું. એની મેળે માની જશે! તાજા લાગેલા ઘામાં દર્દનો અનુભવ થતો નથી. પૂરો અનુભવ પછી થાય છે. થોડો વખત બેસી રહ્યા, આડી અવળી વાતો કરી, અને સૌ પોતપોતાને ઘેર ચાલી નીકળ્યા. કુંવરને કહેતા ગયા— આને સમજાવી દેજો.

હવે અહીં કુંવર અને લરજાં સિવાય કોઇ ન રહ્યું. કુંવરે નરમાશથી પણ જોરદાર સ્વરે કહ્યું–તેં આ શું કર્યું! પટેલને ઘરે ગઇ હોત તો, તને જરાપણ તકલીફ ન થાત. છોકરીઓ સાથે દિલ હળી મળી જાત અને વખત આનંદમાં પસાર થઈ જાત. આ ઝૂંપડામાં તારૂં કોણ છે!

લરજાંએ કુંવર તરફ અનેરી નજરે જોયું. એ નજર એમ કહેવા ઇચ્છતી હતી કે તમને શું ખબર! હું કેમ નથી ગઇ! કુંવર સાહેબ થોડું થોડું તો સમજી ગયા. થોડીવાર તો પહાડની ઊંચી ઊંચી ટોચ તરફ જોયા કર્યું. ત્યાર બાદ લાંબો શ્વાસ ખેંચી કહ્યું:

"તો હવે શું કરશે!"

લરજાંની પાસે કંઇ જવાબ ન હતો.

કુંવર સાહેબ જરા પાસે ગયા અને મીઠા–મધુરા સ્વરે કહ્યું—મને એક ઉપાય સૂઝે છે.

લરજાંની મૌન આંખોએ પૂછ્યું – શું?

કુંવર – આટલામાં કોઇ ગરીબ, બુઠ્ઠી સ્ત્રી નથી કે જે એકલી જ હોય!

લરજાંએ થોડીક પળ વિચાર કર્યો અને કહ્યું–એક કિરપી નામની ડોસી છે. બિચારી એના છોકરાથી દુ:ખી છે, એ બેઈમાન એને રોજ રોજ મારે છે. અહીં એની આવ–જાવ છે. હવે એ શા માટે આવે! મા તો એને વખતોવખત આટો અને ચોખા આપ્યા કરતી હતી.

કુંવર– એને બોલાવી લે! તારા ખાવા પીવાનો પ્રબંધ હું કરીશ. કેટલા રૂપિયાથી કામ ચાલશે?

લરજાંની આંખો ખુલ્લી ને ખુલ્લી રહી ગઇ. એને એક એવી વાત સાંભળવા મળી કે જેનો એને ખ્યાલ પણ ન હતો. એના દિલમાં વિચારોની લહેરો લહેરાવા લાગી. ધીરેથી એ બોલી– તમે

ક્યાં સુધી આપ્યા કરશો ?

કુંવરે આછા સ્મિત સાથે કહ્યું – જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી. બોલ ! મહિને કેટલા રૂપિયા મળે તો બંનેનો નિર્વાહ ચાલે !

લરજાંએ ડરતાં ડરતાં કહ્યું–પાંચ...છ રૂપિયા !

કુંવરે લરજાંની આંખો સામે જોતાં કહ્યું–બસ ! એટલામાં તારો નિર્વાહ ચાલી રહેશે ! તો તો પેલી ડોસીને બોલાવી લે. આનંદથી બોલાવ ! અને હાં, અત્યારે તારા ઘરમાં ખાવા–પીવાનો કંઇ સામાન છે કે નહિ ?

લરજાંએ શરમના માર્યા ગરદન ઝુકાવી જવાબ દીધો–કાંઇ પણ નથી. સઘળું ખલાસ થઇ ગયું છે. આજ તો કંઇ ચોખા કરવા નહિ પડે, કારણ કે પટેલ જરૂર મોકલી આપશે.

એટલામાં ત્યાંથી એક સ્ત્રી પસાર થઇ; એ કહેવા આવતી હતી કે–પટેલે કહેવરાવ્યું છે કે અહીં આવી જા. રાતના એકલી નહિ રહી શકે !

કુંવરે એને એક આનો આપી કહ્યું–જા, જોઇએ ! કિરપીને બોલાવી લાવ.

થોડાજ વખતમાં કિરપી આવી ગઇ. કુંવરે એને કહ્યું–જુઓ ડોસીમા ! તમે આની સાથે રહેવાનું રાખો. બંનેની તકલીફ મટી જશે. તમારા બંનેનો ખરચ હું આપીશ. ત્યાં બેસી રહીને દિકરાનો ત્રાસ શા માટે સહન કરો છો ?

અંધ શું ઇચ્છે ? આંખો ! ડોસીને મન ગમતું મળ્યું એટલે માની ગઇ; લરજાંને અંધારી રાતમાં રોશની મળી ગઇ. હવે એને પોતાનું ઘર છોડવું નહિ પડે; પાડોશીઓની નજરમાં હલકા–ગરીબ થઇને રહેવું નહિ પડે. એના દિલમાંથી રહી રહીને મુસાફર માટે આશીર્વાદ પર આશીર્વાદ નિકળતા હતા. એને પોતાને માટે એ

મનુષ્ય ન હતો, દેવતા–પ્રભુ હતો, અને ભગવાને જ એની સહાયતા માટે મોકલ્યો હતો. વારંવાર એ તેની તરફ અતૂટ શ્રદ્ધાથી જોતી હતી.

રાત્રે કુંવર સાહેબે પાંચ પાંચ રૂપિયાની કેટલીયે નોટો કાઢી અને લરજીને દેતાં કહ્યું–આ તારી પાસે સંભાળીને રાખ. બધા ખરચાઇ જશે ત્યારે બીજા આપીશ.

આટલું કહીને તુરત જ કુંવર સાહેબે પોતાની બેગ ઉપાડી અને ઝૂંપડાની બહાર આવ્યા. ફિરપી હુક્કા પર આગ મૂકી રહી હતી, લરજીએ કુંવર સાહેબને પૂછ્યું– આ વખતે કયાં જશો ?

કુંવર સાહેબે આંગળીના ઇશારાથી બતાવતાં કહ્યું–આ સામેનું ઝૂંપડું ખાલી છે; હું ત્યાંજ રહીશ.

લરજા ઇચ્છતી જ હતી કે એને જવા ન દેવા; એ અહીં જ રહે; પરંતુ શરમે જબાનને રોકી રાખી હતી. તે એક શબ્દ પણ ન બોલી શકી. બોલવા દિલ થયું, પણ બોલાયું જ નહિ.

થોડા જ વખતમાં કુંવર સાહેબ બહારના અંધકારમાં છુપાઇ ગયા. લરજાએ ઠંડો નિસાસો નાંખ્યો ને બોલી–ભગવાન ! આ દેવતા પુરૂષ સલામત રહે !

: ૭ :

બીજા દિવસની સવારે તો આ ઘટના બચ્ચાં બચ્ચાંની જબાન પર રમવા લાગી, દિવસના બીજા પહોર વખતે એક દુકાન પર બેઠેલા આદમીએ કહ્યું– ભાઇ ! લરજાના પ્રારબ્ધ ખૂલી ગયા. મા મરી તો અમીર પરદેશી મળી ગયો. હવે એને શાની ખોટ છે? રાણીની જેમ બેસશે અને તૈયાર રસોઇ ખાશે.

જગ્ગુએ કહ્યું–સાંભળ્યું છે કે ખૂબ માલદાર છે. પાંચ પાંચ રૂપિયાની કેટલીએ નોટો આપી છે, અને કહે છે કે, હજી પણ વધારે આપીશ.

ખુશીયાએ આંખનો મચકારો મારતાં કહ્યું–બદમાસ! ડાકૂ જેવો લાગે છે, જોજો ને, કોઇ દિવસ પકડાઇ જશે.

પટેલ હુક્કો પી રહ્યા હતા. ઉધરસ ખાતા રૌનકી તરફ હુક્કો લંબાવતાં કહ્યું–આ તારો ખ્યાલ ખોટો છે, આદમી ખરાબ નથી લાગતો. જરૂર કોઇ ભાગ્યવાન છે; પોતાના કામ માટે આ તરફ આવ્યો છે, ચાર દિવસ રહીને ચાલ્યો જશે. રૌનકીએ ચલમપરના કોલસો સરખા કરતાં કરતાં કહ્યું–બદમાસ ન હોય તો, આવતા-વેંત જ આ છોકરીનો મહિનો કેમ બાંધી આપ્યો? અમારો પગાર કેમ કોઇ બાંધી દેતું નથી. રૂપાળો ચ્હેરો જોઇને ઓગળી ગયો.

ખુશીયાએ હસતાં હસતાં કહ્યું–ભાઇ! એનો જમાનો છે! તેમાં તમે શું કરશો! હું શું કરીશ!

સૌ હસવા લાગ્યા, પટેલ બોલ્યો–આ બધાં તમારાં અવિશ્વાસ અને શંકા છે! મારૂં હૃદય કહે છે કે એના દિલમાં પાપ નથી, કે નથી લરજાંની આંખમાં પાપ. પાપ હોય તો તમારા બધાના દિલમાં છે. એટલું તો વિચારો કે ખરાબ હોત તો જુદા ઝૂંપડામાં શા માટે જાત? ચાર રૂપિયા મહિનાનું ભાડું આપશે.

જગ્ગુએ પટેલની હા માં હા મિલાવતાં કહ્યું—બોલો ભાઇ! શું કહો છો! પટેલે લાખ રૂપિઆની વાત કરી. હવે આનો જવાબ કોણ આપે છે!

રૌનકીએ નારાજ થતાં કહ્યું–એનો જવાબ અમે શું આપશું, એનો જવાબ વખત આપશે. પણ એટલું તો કોઇ એને પૂછો કે એ અહીં આવ્યો છે શા માટે? કોઇ જોવા લાયક શહેર તો અહીં છે નહિ! અમીર હોય તો દિલ્હી—મુંબઇ કલકત્તા મોટા મોટા શહેરમાં જાય, અહીં શું કરવા આવ્યો છે?

આટલું કહીને રૌનકીએ ચારે તરફ જોયું; આંખોએ બેઠેલા-ઓની આંખોને કહ્યું–મારો વિચાર બરાબર છે ને!

પટેલ ઊઠીને ચાલવા જતા હતા તે અટકી ગયા, અને પછવાડે

મોં ફેરવીને કહયું એ અહીં હરવા ફરવા કે હવા બદલ માટે નથી આવ્યો, કામ કરવા આવ્યો છે. કોઇ પત્થરનો મોટો સોદાગર છે સોદાગર. એનો એ ગુમાસ્તો છે. અહીંથી પહાડના પત્થર શોધી શોધીને મોકલશે અને ઇનામ અકરામ મેળવશે; અને જ્યારે કામ ખલાસ થશે ત્યારે ચાલ્યો જશે.

પટેલને ચાલ્યા જતા જોઇને બાકીના લોકો પણ ઊભા થઇ ગયા, અને ત્યાં કોઇ ન રહ્યું.

કુંવર સાહેબ પોતાના ઝૂંપડામાં બેઠા બેઠા પુસ્તક લખવાની તૈયારી કરી રહ્યા હતા. એટલામાં કિરપી ખાવાનું લઇને આવી. કુંવરે કલમ બાજુ પર મૂકીને હસતા ચહેરે કહ્યું–તમે બહુ મહેનત લીધી. હું એનો બંદોબસ્ત કરી લેત.

કિરપી થાકી ગઇ હતી. પાસે ભોજન સામગ્રીનો થાળ મૂકયો અને બેસી ગઇ. હાંફતાં હાંફતાં બોલી–કંઇ તકલીફ તો નથી ને બેટા! રોજ આ રીતે આપવા આવીશ. અને તમે શું ગોઠવણ કરશો! પરદેશમાં ખાવાનું સારૂં મળે તો, તકલીફ ન પડે. તમારા માટે આ શરીરનો જીવ પણ કુરબાન છે.

કુંવર–રોજ આવ્યા કરશો! બહુ દૂર છે ને! તમારાથી ચલાશે નહિ!

કિરપી–મજાનું ચલાશે બેટા! લ્યો, હાથ ધોઇ લ્યો, ખાવાનું ઠંડું પડી જશે.

કુંવરે હાથ ધોયા અને ખાવા બેસી ગયા. કિરપી જઇને એક ઘડો પાણીનો ભરી આવી અને એક ખૂણામાં રાખતાં બોલી–તરસ લાગે ત્યારે પી લેજો.

કુંવરે ખાતાં ખાતાં સ્મિત કરી કહ્યું–તમે તો મારે માટે ગૃહસ્થની જેમ સામાન વસાવવો શરૂ કર્યો.

કિરપી—અરે બાબા! પશુ પક્ષીનું બચ્ચું પણ કયાંક બેસે

તો ચાર છ ડાંખળાં ભેગા કરી લે છે, ત્યારે તમે તો માણસ છો.

કુંવરે ખાવાનું ખાઇ લીધું. કિરપીએ હાથ ધોવરાવતાં કહ્યું–તમે તો કંઇ ખાધું જ નહિ! બધું એમનું એમ જ પડયું રહ્યું; ભાવ્યું નહિ હોય!

કુંવરે કોગળો કરતાં કહ્યું–ભાવત નહિ તો આટલું બધું કયાંથી ખાઇ શકત! પેટ ભરીને જમ્યો છું.

કિરપીએ બહાર જઇને ગ્લાસને માટીથી સાફ કર્યો અને પછી ઘડા પાસે રાખી દીધો.

કુંવરે કહ્યું—એની શી જરૂર છે, લઇ જાવ.

કિરપી—તરસ લાગશે તો પાણી શેનાથી પીશો?

કુંવરે કાંઇ જવાબ ન આપ્યો. કિરપીએ કહ્યું–લરજાંને તમે જીવતદાન દીધું, નહિંતર તો એ રોઇ રોઇને મરી જાત. પટેલનો દીકરો ખડકૂ દારૂ બહુજ પીવે છે, લરજી ત્યાં કોઇ રીતે ન જાત.

કુંવર—હવે કેમ છે! હજી તો એ ઉદાસ હશે!

કિરપી–રોયા તો કરે છે, પણ રહેતાં રહેતાં બધું વીસરી જશે. બહુજ ડાહી અને સીધી સાદી છોકરી છે. આટલું કહીને તેણે એઠાં વાસણ ઉપાડી ચાલવા માંડયું. કુંવર સાહેબ પણ પથારી પર સૂઈ ગયા. સાંજે કિરપી ખાવાનું લઇને આવી ત્યારે સાથે દીવો પણ લેતી આવી. કુંવર સાહેબ કાલ અંધારામાં જ સૂઇ રહ્યા હતા. આજ દીવો જોઇને એમને આનંદ થયો. કહ્યુ–આ તમે સારૂં કર્યું. દીવાની તો બહુ જ જરૂર હતી. કિરપીએ હાથ ધોવરાવ્યા અને થાળી સામે મૂકી. કુંવર સાહેબ ખાવા લાગ્યા.

કિરપીએ કહ્યું– મને તો યાદ પણ નહોતું આવ્યું પણ લરજાંએ યાદ દેવરાવ્યું કે–

કુંવર સાહેબને હસવું આવ્યું.

કિરપી–એણે પુછાવ્યું છે કે કાલે તમારે માટે શું બનાવે?

કુંવર સાહેબે રોટલીનો કકડો કરતાં કહ્યું-જે મરજી હોય તે બનાવજો ને! હું શું કહું! જે બનશે ને ભાણામાં આવશે તે ખાઇ લઇશ.

કિરપી—તમો નહિ કહો ત્યારે કોણ કહેશે! અમે તો મરચાં ને ડુંગળી સાથે પણ ખાઇ લઇએ, તમારી જ ફિકર છે.

કુંવર—હું પણ મરચાં-ડુંગળી સાથે ખાઇ લઇશ.

એક દિવસ કુંવર સાહેબે ખાતાં ખાતાં કહ્યું–આજનું ખાવાનું સરસ બન્યું છે, મનમાં થાય છે કે ખાયા જ કરું. કોણે બનાવ્યું છે?

કિરપીનો ચ્હેરો ઉદાસ બની ગયો; બોલી–લરજાંએ!

કુંવર—સરસ રાંધે છે. મારા તરફથી શાબાશી આપજો. કિરપી કાંઇ ન બોલી, કુંવર સાહેબે એના ચ્હેરા તરફ જોયું તો સર્વ કાંઇ સમજાઇ ગયું. બગડેલી બાજી સુધારવા માટે કહ્યું–કાલે ભાત કોણે બનાવ્યો હતો! એવો ભાત મેં કોઈ દિવસ ખાધો ન હતો.

કિરપીનું ઉદાસ મુખ હસું હસું થઈ રહ્યું. ખુશ થઇ બોલી–કાલે મેં રાંધ્યો હતો.

કિરપી ઘરે પહોંચીને તરત જ લરજાંએ પૂછ્યું-કાકી! એ આખો દિવસ શું કર્યા કરે છે!

કિરપી—બેટા! કાગળ પર લખ્યા જ કરે છે. કેટલાયે કાગળો લખી લખીને કાળા કરી નાખ્યા છે.

લરજાં—આજ કંઇ કહેતા હતા!

કિરપી—કહેતા હતા કે ખાવાનું બહુ જ સારું બન્યું છે. તને શાબાશી આપી છે. આવ તારી પીઠ થાબડું.

લરજાં—(હસતાં હસતાં) જૂઠું કેમ બોલો છો. એમણે એવું કદી પણ નહિ કહ્યું હોય!

કિરપી—મારે શા માટે જૂઠું બોલવું પડે! એણે જે કહ્યું

તે જ મેં તને કહ્યું.

લરજાંએ જ્યારે સાંભળ્યું કે એના હાથનું પકાવેલું ખાણું પસંદ કર્યું છે, ત્યારે એનો ચ્હેરો ગુલાબની જેમ ખીલી ઊઠયો. આખો દિવસ આનંદમાં રહી, બીજા પ્રહર વખતે કિરપીને કહ્યું–આ પરદેશી ન આવી પહોંચત તો મારૂં શું થાત ? કોઇ ચપટી ચોખા પણ ન આપત, કેમ કિરપી ?

કિરપી કોઇ વિચારમાં મગ્ન હતી. એ ચોંકીને બોલી–ત્યારે શું તો !

લરજાં—આ અસાર સંસારમાં કોણ કોનું થાય છે ! સંકટ સમયે સૌ કોઇ દૂર દૂર ચાલ્યા જાય છે ? કોઈ કોઇને મદદ કરતું નથી. એ માણસ નથી, દેવતા છે.

કિરપી—જરૂર દેવતા છે, નહિ તો આ રીતે મદદ કેમ કરે ? મારી પણ સંભાળ રાખે છે, 'મા' કહીને તો બોલાવે છે. હું તો એને જોઇને ખુશ ખુશ થઈ જાઉં છું. રૂંવે રૂંવું એને આશીર્વાદ આપે છે.

લરજાં—પરમેશ્વર જાણે, કયાંના રહેવાવાળા છે ! કંઇ બહુ દૂરના રહેવાવાળા લાગે છે. આવા મહાપુરૂષ આવા નરકમાં કયાંથી હોય !

કિરપી—એક મારો છોકરો છે. બીજા આ ! બંનેમાં કેટલો ફરક ! એ પોતાનો હોવા છતાં દરરોજ મને મારતો હતો, અને આ પરાયો હોવા છતાં પણ મારાં માન–આબરૂ રાખે છે, આમાં ધરમની શ્રદ્ધા છે.

બીજે દિવસે લરજાંએ ખૂબ મહેનત લઇને ખાવાનું બનાવ્યું અને કિરપીને કહ્યું–આજ પૂછી જોજે કે ખાવાનું કેવુંક બન્યું છે ! જરૂર પસંદ કરશે.

કુંવર સાહેબ ખાવા બેઠા ત્યારે કિરપીએ પૂછ્યું. આજનું

ખાવાનું કેવું છે !

કુંવર સાહેબનું મોં ભર્યું હતું. ખાતાં ખાતાં બોલ્યા, વાહ વા! કાલ કરતાં પણ સુંદર બન્યું છે. કોણે પકાવ્યું છે !, તમે કે લરજાંએ ?

કિરપી– લરજાંએ.

કુંવર–[ પાણી પીને ] બહુજ સારૂં પકાવે છે. મને એમ હતું કે અહીંના વતનીઓ ચોખાં પકાવતાં જ જાણતા હશે, પરંતુ હવે મારે મારો અભિપ્રાય બદલવો પડે છે. આખો દિવસ શું કર્યા કરે છે ? નકામી બેઠી રહેતી હશે.

કિરપી—નહિ બેટા ! કામ કર્યા કરે છે. ભીંતો લીંપે, કયારેક કયારેક સીવવાનું હાથ લ્યે, કયારેક નદી કિનારે કપડા ધોવા જાય, સાંજ સવાર ખાવાનું રાંધે, મને તો કાંઇ કામ કરવા નથી દેતી . હું તો તમારૂં ખાવાનું લઇને આવું છું. બાકીનું બધું કામ તે જ કરે છે, અને એથી એ આનંદમાં રહે છે.

કુંવર સાહેબે પૂછયું–કંઇ વાંચતા લખતાં આવડે છે કે નહિ ?

કિરપી—[ માથું હલાવતાં ] નહિ.

કુંવરને અફસોસ થયો માથું નીચું કરી ખાવા લાગ્યા.

લરજાં ત્યાં રાહ જોતી ઊભી હતી. એની એક એક પળ એક એક વર્ષ જેટલી જતી હતી. એના મનમાં એમ જ હતું કે આજ શું કહેશે ? દિલ ઉદાસ હતું, ઈચ્છા એ હતી કે કિરપી જલદી આવે. ઘડીકમાં અંદર જાય, પાછી બહાર આવે; પરંતુ કિરપી આવતી દેખાતી ન હતી. એને લાગ્યું કે આજ કયાંક બેસી રહી છે. આટલો બધો વખત પહેલા લાગતો ન હતો; આજે જ આટલી મોડી આવે છે. જરૂર એ સાવ ધીરે ધીરે ચાલતી હશે. છેવટે અંદર જઇ ચૂલા પાસે મોં ચઢાવીને બેસી ગઈ ને મન સાથે નકકી કર્યું કે હવે અહીંથી એના ઉઠાડયા સિવાય ઊઠવાનીજ નથી. બે જ

મિનિટમાં વિચાર બદલાયો, આવતી હશે તો? ચાલ ! ઊઠીને જોઇ લઉં. પરંતુ બહાર આવીને જોયું તો હજુ સુધી પતો ન હતો. લરજાં હતાશ બનીને અંદર આવી બેસી ગઈ. પરંતુ અંદર બેસવું સહેલું ન હતું. બે મિનિટમાં તો પાછી દરવાજા પર. કિરપીને સામેથી આવતી જોઇ લરજાંનું કલેજું ધડકવા લાગ્યું. કિરપીએ આવીને એઠાં વાસણો ઝુંપડામાં મૂકયાં. લરજાંના દિલને ચેન નહોતું પડતું. અહીં કિરપી પણ મૌન ધારણ કરી રહી હતી. લરજાં વિચાર કરતી હતી કે, કેમ પૂછું! આખરે બહાનું કાઢીને બોલી–કેમ કાકી આજનું ખાવાનું કેવુંક હતું? મને વહેમ છે કે આજનું ખાણું પસંદ નહિ પડયું હોય! આજ જરા તાપ સખત થઇ ગયો હતો, નહિ?

કિરપીને દમ ચઢયો હતો. હાંફતાં હાંફતાં બોલી–બહુજ પસંદ કર્યું, બેટી! અને કહેતા હતા કે પહાડની સ્ત્રીઓને આવા સ્વાદવાળાં ખાણાં પકાવવાનું આવડતું હશે એ હું જાણતો ન હતો. બહુજ પ્રશંસા કરી; બહુજ રાજી થયા; બધું ખાઈ ગયા. કંઇ વધાર્યું નથી. બધાં વાસણ ખાલી છે.

લરજાંની આંખો હસવા લાગી, ચ્હેરાનો રંગ ખીલતો દેખાયો; બોલી–કંઇ બીજું કહેતા હતા?

કિરપી–હા, પૂછતા હતા કે એને લખતાં વાંચતાં આવડે છે કે નહિ! મેં જવાબ દઇ દીધો–નહિં!

લરજાં ઉદાસ બની ગઇ, કેટલાયે દિવસ વિચાર કર્યો. છેવટે પાડોસના એક છોકરા રામમજનુને બોલાવ્યો. આ છોકરો ચૌદ પંદર વર્ષનો હતો. અહીંથી ચારેક માઇલ દૂર આવેલી મિડલ સ્કૂલમાં ભણતો હતો. સવારમાં જતો હતો; સાંજના પાછો આવતો રહેતો. લરજાંએ વિચાર કર્યો, એની પાસે કેમ ન ભણું? ગરીબ છે, પગારના લોભમાં ભણાવ્યા કરશે. તેણે કહ્યું–રામમજનુ ! મારું એક કામ કરીશ?

રામમજનુ એમ સમજ્યો કે બજારમાંથી કંઇ મંગાવવું હશે, એટલે એણે તરત જ જવાબ દીધો–લાવો, લાવી દઉં.

લરજાં–નહિ, મારે ભણવાનું શરૂ કરવું છે. મને રાતને વખતે ભણાવતો જા; મહિને એક રૂપિયો આપીશ. ભણાવીશ ને?

રામમજનુ માસિક પગાર એક રૂપિયો સાંભળીને ખુશ ખુશ થઇ ગયો; જાણે એને દુનિયાનું રાજ મળી ગયું. તે બોલ્યો–જરૂર ભણાવીશ. ક્યારે શરૂ કરીશું? કાલથી?

લરજાં–હા, કાલથી. પહેલી ચોપડીની શું કિંમત છે? પૈસા લઇ જા, કાલે આવતી વખતે ખરીદ કરી લાવજે.

રામમજનુ–પહેલા અક્ષરમાળા ભણવી પડે. એક આનો આપો. કાલે લેતો આવીશ.

લરજાંએ એક આનો આપી દીધો, અને વારંવાર, યાદ કરી કરીને ભલામણ કરી કે જોજે અક્ષરમાળા લાવવી ભૂલતો નહિ. રામમજનુ ઘેર આવ્યો તો એના પગ ધરતી પર ટકતા ન હતા. ચારે બાજુ ખુશખુશાલ કૂદકા મારતો હતો. એના હોઠ પર વારંવાર હાસ્ય આવી જતું હતું, અને વાતવાતમાં બોલી પણ જતો કે હવે શી પરવા છે! એક રૂપિયાનો માસિક પગાર મળશે, એના મા–બાપ પણ એની ખુશાલીમાં ભાગ લેતા હતા. ગરીબોને માટે પુત્રની આ નોકરી તલાટી કરતાં ઓછી ન હતી! એના તરફ જોયા કરતા અને આનંદ આનંદ અનુભવતા. આજે એનો પુત્ર નોકર બન્યો હતો. આજથી એણે કમાવાનું શરૂ કર્યું હતું. દર મહિને એક રૂપિયો કમાયા કરશે. આટલી નાની ઉમ્મરમાં માસ્તર બની ગયો! કેટલો ભાગ્યશાળી છે!

બીજા દિવસથી લરજાંએ ભણવાનું શરૂ કર્યું.

: ૮ :

કુંવર સાહેબ પોતાનું પુસ્તક લખવામાં મશગુલ હતા. આખો

દિવસ લખવાનું કામ ચાલતું. ક્યારેક ક્યારેક રાત્રે પણ લખતા. પહાડી લોકો કેવી રીતે રહે છે, જીવન કઈ રીતે વ્યતિત કરે છે, શું ખાય છે! શું પીએ છે, એના રીતરિવાજો શાં છે, ઉત્સવ કઇ રીતે ઊજવે છે, આ બધી બાબતોનું વર્ણન વિસ્તારપૂર્વક લખતા. બપોરે ભોજન કરીને બહાર નીકળી જતા. જંગલની અંદર નીચે જતા ને ત્યાં નદીને કિનારે બેસતા. ત્યાં પાણીની અડોઅડ એક મોટો પત્થર પડયો હતો; એને ખુરશી બનાવી ત્યાં બેસીને પાણીનો ઘેરો નાદ સાંભળતા. ઉપર ચારે તરફ લીલીછમ ઝાડી–વનરાજી તરફ એકી નજરે જોઇ રહેતા અને પાછા લખવામાં લીન બની જતા. આવા મનોહર એકાંતમાં બેસીને એમના મનને એકાગ્રતા મળતી હતી. આવું એકાંત એમના રાજમહેલના ઓરડાઓમાં પણ એમણે અનુભવ્યું ન હતું. અહીં આપોઆપ લખવાનું મન થતું. કલમ એકવાર ચાલુ થતી તે અટકતી જ નહિ. એટલે સુધી કે સાંજના અંધકારમાં અક્ષર ન દેખાય ત્યાં સુધી લખાયે જ જતું અને શબ્દ દેખાતા બંધ થાય ત્યારે જ લખવાનું ન છૂટકે બંધ થતું,–કરવું પડતું. ત્યારે કુંવર સાહેબ ઉપર આવતા અને ઝૂંપડામાં દાખલ થઇ જતા, જ્યાં હવે તેમની જરૂરીઆતની ચીજો, લેમ્પ, શીશીઓ, કામળો, ચાદરો વગેરે મોજૂદ હતી. એટલામાં તો કિરપી ખાવાનું લઇ આવતી. કુંવર સાહેબ ખાતાં ખાતાં એની સાથે વાતો કરતા. ક્યારેક પૂછતા તમારે ત્યાં વિવાહ કેમ થાય? બાળ બચ્ચાં પેદા થાય ત્યારે શું રિવાજ? ભૂતની વાતો સાંભળતા, ક્યારેક ખેતરમાં ઘૂમતા, ક્યારેક મંદિરમાં ચાલ્યા જતા, અને પહાડી લોકોના રીતરિવાજો જોતા. ક્યારેક ક્યારેક પહાડી લોકો પણ ત્યાં આવીને બેસતા અને આડી અવળી વાતો કરતા. આ રીતે કેટલાક દિવસ પસાર થઇ ગયા; પુસ્તક લખવાનું તો ચાલુ જ રહ્યું.

એકાએક કિરપી બિમાર પડી ગઇ. લરજાંએ વિચાર કર્યો, કોઇ બીજા માણસ સાથે ભોજન મોકલાવી આપું. પરંતુ અત્યારે

લોકો પોતપોતાના કામ પર ચાલ્યા ગયા હતા. લાચાર બનીને જાતે જ ભોજન લઇને ચાલી, પરંતુ પગ ઊપડતો ન હતો; વિચાર કરતી હતી, એમની સામે કેવી રીતે જવાય ? એને કુંવર પાસે જતાં શરમ આવતી હતી, છતાં ચાલી જતી હતી.

કુંવર પણ ત્યાં વિચારમાં પડી ગયા હતા કે કિરપીને આજ શું થયું ? અત્યાર સુધી ન આવી ! આજે એ એમના પુસ્તકનો સૌથી સુંદર ભાગ "પહાડ પર પ્રેમ" લખતા હતા. ખાણું ખાઇને એમને જલદી જલદી નદી કિનારે જવું હતું ને ત્યાં ઉપરનો વિષય પૂરો કરવાનો હતો. આ પ્રકરણ તો એમના પુસ્તકના પ્રાણ સ્વરૂપ હતું. આજે એમને જલદી જવું હતું, અને આજે જ કિરપીને આવતાં વાર લાગી. કુંવર ઝૂંપડાના દરવાજા પર ઊભા રહીને કિરપીની રાહ જોતા હતા, એટલામાં તો દૂર કોઇ આવતું દેખાયું-પણ એ કિરપી ન લાગી. એકાએક એમના શરીરમાં વીજળીની ચમક આવી; આ કિરપી નથી; લરજાં છે.

કુંવર સાહેબનું કલેજું ધડકવા લાગ્યું. અંદર જઇને ચુપચાપ ખાટલાપર બેસી ગયા, અને મીઠા વિચાર કરતા, મીઠી દુનિયામાં ગુમ થઇ ગયા.

લરજાં આવી બહાર દરવાજા પર ઊભી રહી. એને જોઇને કુંવર સાહેબે કહ્યું-કિરપી ! આજ બહુજ મોડું થયું ? શું થયું હતું ? અંદર આવ !

કુંવર ખોટું કેમ બોલ્યા એ પોતે પણ નહોતા સમજતા. લરજાંને જવાબ દેવાની ઇચ્છતા તો થઇ, પણ એની જબાન ખૂલી નહિ. એમ કેમ થયું એ તો એ પણ સમજતી ન હતી. કુંવર સાહેબે જોરથી કહ્યું-ચાલી આવ ! બહાર કેમ ઉભી છે ? આજ મારે બહુ કામ છે. ભોજન કરીને તરત જ જવાનું છે, જરા જલદી કર.

આમ છતાં કુંવર સાહેબના અવાજમાં ધ્રૂજારી હતી.

બહારથી એક મીઠો ટહૂકો આવ્યો—આજ કિરપી બિમાર છે. હું આવી છું.

કુંવર સાહેબે એવો દેખાવ કર્યો કે જાણે કોઇ બીજી સ્ત્રી છે. આશ્ચર્યપૂર્ણ સ્વરે કહ્યું—કોણ છે?

આટલું કહેતાં તો કુંવરસાહેબ બહાર આવી ગયા અને ચોંકીને બોલી ઊઠયા—કોણ, લરજાં! અરે! તેં કેમ તકલીફ લીધી! મને કહેવરાવી મોકલ્યું હોત તો હું આવી જાત. તેં તો ખૂબ શ્રમ લીધો!

લરજાંએ જમીન તરફ નજર કરતાં શરમથી કહ્યું. એમાં શ્રમ શો! જરા જેટલું છેટું તો છે! બહુ દૂર તો નથી. કુંવર સાહેબે શરમના શેરડા પડેલા, તાપથી રાતા ચોળ થયેલા એના ગાલ પર નજર નાખતાં કહ્યું—લાવ થાળ મને આપી દે. તું થાકી ગઇ હશે.

કુંવર સાહેબે હાથ લંબાવ્યો, પરંતુ લરજાં બે પગલા પાછી હટી ગઇ, અને થાળને છાતી તરફ લેતાં બોલી—થાકી કેમ જાઉં? હું કાંઇ બિમાર તો નથી!

કુંવર સાહેબ હસીને એક બાજુ ખસી ગયા, અને લરજાંને અંદર જવાનો રસ્તો દીધો. બોલ્યા—સારૂં ભાઇ! માફ કર; ભૂલ થઇ ગઇ.

લરજાં અંદર ગઇ અને ત્યાં ઊભી રહી ચારે બાજુ જોવા લાગી. પૂછ્યું—થાળી ક્યાં રાખું? કુંવર સાહેબ અંદર દાખલ થયા અને દરરોજની થાળી રાખવાની જગ્યા બતાવી. થાળી ત્યાં રાખીને પૂછ્યું—પાણી ક્યાં છે? બતાવો એટલે હાથ ધોવરાવું.

કુંવર સાહેબે એક ખૂણા તરફ આંગળી ચીંધી. લરજાંએ ઘડામાંથી પાણી લીધું, ને કુંવર સાહેબના હાથ ધોવરાવ્યા. કુંવર સાહેબ ભોજન કરવા લાગ્યા. લરજાં બહાર આવીને તડકામાં ઊભી રહી. અને ઝૂંપડાને ધ્યાનથી જોવા લાગી. કુંવર સાહેબે એને બૂમ પાડીને

બોલાવી–જરા પાણી આપી જા.

લરજાં કળશીયામાં પાણી આપીને બહાર જવા લાગી. કુંવર સાહેબે પાણીનો ગ્લાસ હાથમાં લીધો અને હસતા ચ્હેરે કહ્યું–બહાર કેમ જાય છે! બીક લાગે છે? મારાથી ડરે છે?

કુંવર પાણી પીવા લાગ્યા અને આડી આંખે લરજાં તરફ જોયું–જોવા લાગ્યા. લરજાં ત્યાંજ માથું નીચું રાખી ઊભી હતી. અત્યારે બનતા આ બનાવની તેને સમજ ન હતી. ન એ ત્યાં ઊભી રહી શકતી હતી કે ન એ બહાર જઇ શકતી હતી. થોડા વખત પછી તે બોલી–બીકતો નથી લાગતી; અને તમારો વળી ડર કેવો? સીતારના તાર ઝણઝણાવી ને મૂકી દીધાં હોય અને તારમાંથી સ્વર ગૂંજ્યા કરે તેવો અવાજ, એવો કંપ લરજાંના અવાજમાં હતો.

કુંવર સાહેબે ભાતનો કોળિયો મોંમા મૂકયો અને કહ્યું–બીક નથી લાગતી તો ધ્રૂજે છે શા માટે?

લરજાં–ટાઢ વાય છે.

કુંવર–તો આ કામળી પડી છે. ઓઢીને બેસી જા. પછી ટાઢ નહિ વાય. બહુ ગરમ છે.

લરજાંએ નીચું જોઇ ચોરદષ્ટિથી કામળી તરફ નજર ફેરી, અને શાન્ત ઊભી રહી. કુંવર સાહેબ બોલ્યા–કામળી લઇ લે. પરંતુ લરજાંએ પોતાની જગ્યા છોડી નહિ. એટલે તેઓ બોલ્યા–આ તો ભારે શરમાળપણું કહેવાય? ટાઢથી શરીર ધ્રૂજે છે તો કામળી કેમ નથી લેતી?

લરજાંનું મુખ શરમથી લાલ લાલ બની ગયું. શું બોલવું! શું ન બોલવું! કુંવર સાહેબ હજી અડધુંજ જમી રહ્યા હતા, તેમણે ભાતનો કોળિયો મોંમાં મૂકી ચાવતાં ચાવતાં કહ્યું–તું કામળી નહિ ઓઢે તો હું ખાવાનું નહિ ખાઉં. આટલું કહીને થાળ

જરા દૂર હડસેલી દીધો અને કહ્યું–હું આદમી છું, રાક્ષસ નથી. તું ટાઢથી ધ્રૂજે અને હું આનંદથી ખાધા કરૂં! કાં તો તું કામળી ઓઢી લે ને કાં તો થાળ ઉપાડી લે; બોલ! બે માંથી શું કરવું છે?

લરજાં મનમાંને મનમાં પસ્તાતી હતી કે નકામું ટાઢનું નામ દીધું. હવે શું થાય? એમણે તો એક વાત પકડી લીધી, હવે એ વાતને એ છોડતા નથી. નીચલો હોઠ દાંત વડે દબાવતાં કહ્યું–આપ ખાવાનું ખાવ. હું ટાઢથી મરી નહિ જાઉં!

કુંવર–તો કામળી લઇ લે, હું ભૂખ્યો નહિ મરી જાઉં.

લરજાંને હસવું આવી ગયું અને બોલી–આ તો આપની જોહુકમી છે. કોઇ જોઇ જાય તો શું કહે?

કુંવર–શું કહે? કામળી ઓઢીને બેસવું એ કાંઇ પાપ નથી, અને જો એને પાપ માનવામાં આવે તો સારીયે દુનિયા એ પાપ કરે છે. બોલ, હું સાચું કહું છું કે જૂઠું! હું પણ દરરોજ ઓઢું છું.

લરજાં પાસે આનો જવાબ ન હતો. ચુપચાપ જમીન તરફ જોઈ રહી હતી. કુંવર સાહેબે કૃત્રિમ ક્રોધ કરતાં કહ્યું–લે ત્યારે, હું બેઠો થઇ જાઉં; ચાલ હાથ ધોવરાવ, ફિરપી એકલી બેડી હશે.

લરજીએ ખૂબ આસ્તેથી કહ્યું–આપ ખાવાનું ખાઇ લ્યો; શું ભૂખ્યા રહેવાનો વિચાર છે?

કુંવર–ના ભાઇ ના! પણ મને એમ લાગે છે કે મને ખાવા દેવાનો તારો વિચાર નથી. નહિતર આવી નજીવી વાત માની ન લે? કુંવર સાહેબ આટલું કહીને ખાવા બેઠા હતા ત્યાંથી ઊભા થઇ ગયા. અને પાટલા પરથી નીચે ઊતરવા લાગ્યા. આ જોઇને લરજાંએ કામળી ઉપાડી લીધી અને બોલી–લ્યો, હવે તો ખાવ!

કુંવર સાહેબે જોયું કે પોતાની જીત થઈ છે. તે બોલ્યા–પહેલાં ઓઢી લે, પછી હું ખાઈશ.

લરજાંએ કામળી ઓઢી લીધી. પણ એ શરમની મારી મરી જતી હતી. ત્યારે આ બાજુ કુંવર સાહેબ પોતાની ખુશીની દુનિયામાં મસ્ત હતા. કયાંય સુધી લરજાં તરફ જોઈ રહ્યા; પણ નજર ઊંચી ન થઇ શકી. લરજાં પણ શરમથી શાંત બની ગઇ હતી. ન હાલે કે ન ચાલે. એવું લાગતું હતું કે જીવતી જાગતી સ્ત્રી નહિ પણ નિર્જીવ ચીની માટીની પૂતળી. જાણે કેમ કોઇ દુકાનદારે એ પુતળીને કામળી ઓઢાડીને દુકાનમાં ગોઠવી ન હોય !

: ૯ :

તે દિવસે કુંવર સાહેબનું દિલ લખવામાં ન પરોવાયું, અનેક વખત વિચાર કર્યો. મોઢાપર આપોઆપ હાસ્ય આવી જતું. પરંતુ કેટલાક વખત પછી તેમને લાગ્યું કે મેં ભૂલ કરી છે, મારે આમ નહોતું કરવું જોઇતું; લરજાં મારે માટે શું ધારતી હશે ! આ ચાર પૈસાની મદદ કરી તો માથાપર ચઢી બેઠા ! નારાજ થઇ ગઇ હશે તો ! આવો ખ્યાલ પણ આવી જતો હતો. વળી પાછું થતું કે-જરૂર નારાજ થઇ ગઇ હશે ! અગર નારાજ થઇ ગઇ હોય તો એને કેવી રીતે મનાવું !-કુંવર સાહેબને આના રસ્તાની સૂઝ નહોતી પડતી. કોઇ રસ્તો દેખાતો ન હતો. એ જ ગડમથલમાં કેટલોક વખત પસાર થઇ ગયો. એક અક્ષર પણ લખાયો નહિ. જેવા સવારના ઘેરથી બહાર ગયા હતા, તેવા જ પાછા ફર્યા. દિલમાં એમ થતું હતું કે લરજાં હવે ખાવાનું નહિ લાવે, કોઇ બીજા સાથે મોકલી દેશે.

પરંતુ એમના આ વિચારો ખોટા ઠર્યા. દિવામાં બત્તી થઇ કે આ તરફ લરજાં ખાવાનું લઇને આવી પહોંચી. લરજાંએ થાળને બાટલા આગળ રાખી દીધો અને કહ્યું-કેમ ?

કુંવર-હવે આ 'કેમ'નો શું જવાબ દઉં ! મને એમ હતું કે તું આવશે જ નહિ, જરા પાણી લાવ ને હાથ ધોવરાવ !

લરજાંએ કુંવર સાહેબના હાથપર પાણી નાખતાં નાખતાં

કહ્યું—જો, આપ આજ્ઞા આપો તો, કાલથી ન આવું ! કોઈ બીજાને મોકલી આપીશ. કુંવર સાહેબે ટુવાલથી હાથ લૂછતાં લૂછતાં કહ્યું—મારા કહેવાનો આશય એવો નહોતો; હું ડરતો હતો, કે ક્યાંક તું મારાથી નારાજ ન થઇ ગઇ હો ! લરજાં ! સવારના મારાથી મૂર્ખતા ભર્યું કામ થઇ ગયું. હું ઇચ્છું છું કે તું મને ક્ષમા કરે. હવે એવી ભૂલ નહિ થાય.

લરજાંએ ઘડો ઉપાડી લીધો અને સાંભળ્યું ન સાંભળ્યું કર્યું હોય તેવા ભાવથી બોલી—આપ ખાવ. હું પાણી ભરી આવું.

કુંવર—રાતનો સમય છે, એકલી કેમ જશે ! રહેવા દે, હું મારે ભરી આવીશ. આ વખતે થાય એટલું તો છે; કે નહિ !

લરજાં—કાલનું વાસી છે. એ ન પિવાય. હમણાં તાજું ભરી લાવું. રાતનો વખત છે તો શું થઇ ગયું! મને કોઇ ઉપાડી નહિ જાય ! આપ જમો, હું આ આવી.

કુંવર સાહેબ રોકતા રહી ગયા. લરજાંએ હસીને એની તરફ જોયું, અને ચાલી ગઈ. કુંવર સાહેબ ખાવાનું ખાતા હતા, અને વર્તમાન સ્થિતિપર વિચાર કરતા હતા. ક્યાં એ રજવાડી રિયાસત ને ક્યાં આ પહાડી જગ્યા. ક્યાં હું ક્યાં આ કન્યા! કુદરતના ખેલ નિરાળા છે. આવી સુંદર કન્યા મેં ક્યાંઇ જોઈ નથી. કેટલી ભોળી છે ! જરા–જોરથી બોલ્યો કે ચુપચાપ કામળી ઓઢી લીધી. હવે પાણી ભરવા ચાલી ગઇ. કિરપીએ કોઈ દિવસ નહોતું કહ્યું કે પાણી વાસી છે, ન પિવાય. આને જરૂર મારી ચિંતા છે, એ ચિંતા ન હોત તો આવે વખતે એ પાણી ભરવા ન જાત. સાદા પોષાકમાં. કેવી સુંદર લાગે છે! એટલામાં લરજાં ઘડો લઇને અંદર આવી ગઈ અને બોલી—લ્યો, જોઇ લ્યો ! કેટલી વહેલી આવી ! જરાએ વાર લાગી ! આટલું બોલીને ઘડો ખૂણામાં રાખી દીધો. ઓઢણીથી મોં લૂછી નાંખ્યું અને કળશિયો પાણીથી ભર્યો.

કુંવરે ખાતાં ખાતાં કહ્યું—દોડતી દોડતી આવી ને !

લરજાં—જરાય નહિ. આ બાજુ વળી ત્યારથી હળવે હળવે ચાલીને આવી છું.

લરજાંએ ચાલીને પણ બતાવ્યું. કુંવર સાહેબ ખડખડાટ હસી પડ્યા. અચાનક એમની નજર લરજાંની ઓઢણી પર પડી; બોલ્યા–આ તો ભીંજાઈ ગઈ છે ! માંદી નહિ પડે ? લરજાંએ પાણીનો ગ્લાસ ભરી દીધો. કળશિયો પડખે રાખ્યો, અને ઓઢણીનો ભીંજાયલો છેડો નિચોવતાં કહ્યું-લ્યો, હવે બીમાર નહિ પડું ! તમારા હુકમે તો મને હેરાન–પરેશાન કરી દીધી.

કુંવરે એકજ સડાકે ગ્લાસ ખાલી કરી નાખ્યો. અને બીજા પાણી માટે ગ્લાસ આગળ ધરતાં કહ્યું–તારી ઓઢણીમાંથી બધું પાણી નિચોવાયું હોય એમ લાગતું નથી.

લરજાંએ છણકો કરીને કહ્યું-નિચોવાઇ ગયું છે.

કુંવર—લાવ, હું નિચોવી દઉં, જરા પાસે આવ.

લરજાં— [હસતાં હસતાં] તમે કૃપા રાખો છો તે જ બસ છે.

લરજાંએ પાણીનો ગ્લાસ ભરી દીધો. કુંવર સાહેબ ભોજન કરવા લાગ્યા. કેટલોક વખત બ્રામને આમ શાન્ત રહ્યા. બંનેમાંથી કોઈ બોલતું ન હતું.

એકાએક કુવર સાહેબે પૂછ્યું–અરે ! કિરપીને કેમ છે ?

લરજાં— તાવમાં બેહોશ પડી છે.

કુંવર— કંઈ દવા--બવા આપી છે કે નહિ ?

લરજાં–હજી સુધી તો આપી નથી.

કુંવર–પેલી મારી બેગ લાવ.

લરજાંએ હાથ ધોવરાવ્યા, કુંવરે ટુવાલથી હાંથ લૂછ્યા અને કહ્યું–બે ગોળીઓ આપું છું. જઇને તરત ગરમ પાણીની સાથે ખવરાવી દેજે.

લરજાંએ આશ્ચર્યથી કુંવરની તરફ જોયું, અને આંખોએ આંખથી પૂછયું-શું આપ ડોકટર પણ છો? અને બેગ લાવીને સામે રાખી દીધી; કુંવરે બેગ ઉઘાડી, અંદરથી શીશી કાઢવા માટે કેટલીક ચીજો બહાર મૂકી. એટલામાં તો એક ચમકદાર ચીજ લરજાંએ બેગમાંથી ઉપાડી લીધી. આમ તેમ ઉલટ-સુલટ ફેરવીને જોવા લાગી અને પૂછયું-આ શું છે?

કુંવર સાહેબે એક હાથથી બેગ તપાસતાં તપાસતાં કહયું-એ તો ટોર્ચ છે.

લરજાં-ટોર્ચ શું?

કુંવરે પોતાની આંગળી ટોર્ચના બટન પર મૂકી બતાવતાં કહ્યું-જરા દબાવ તો! આટલું કહીને તે બેગની અંદરની ચીજો તપાસવા લાગ્યા.

લરજાંએ બટન દબાવ્યું. એકાએક રોશની ઝળહળી ઊઠી. લરજાં ડરી ગઇ; ટોર્ચને જમીનપર મૂકી દીધી, અને બે કદમ પાછી હટી ગઇ. ટોર્ચ બુઝાઈ ગઈ. કુંવરે હસતાં હસતાં કહ્યું-જો આ ભૂત-વિદ્યા છે. ખબરદાર! પાછો હાથ ન લગાડતી!

લરજાંએ ટોર્ચને પાછી ઉપાડી લીધી. બટન દબાવ્યું અને એનો પ્રકાશ જોઈને બચ્ચાંની જેમ ખુશ ખુશ દેખાવા લાગી. કયારેક એ રોશની કરતી, કયારેક બુઝાવી નાખતી; અને કયારેક કુંવરની તરફ જોઇને હસી લેતી અને કહેતી-આ ભૂત-વિદ્યા મને આવડી ગઈ. જુઓ, આ રોશની થઈ; જુઓ, આ બુઝાઈ ગઈ.

આટલા વખત દરમ્યાન કુંવર સાહેબે દવાની સીસી શોધી કાઢી. બે ગોળીઓ કાગળના કટકામાં બાંધીને આપતાં કહ્યું-ગરમ પાણી સાથે રાતના, સમજાયું ને!-

લરજાંએ કાગળ ઉઘાડી અંદરની ગોળીઓ જોઈ ઓઢણીના છેડા સાથે બાંધી દીધી.

કુંવર સાહેબ બધી ચીજો બેગમાં ઠાંસી ઠાંસીને ભરવા લાગ્યા.

લરજાંએ ટાર્ચનું અજવાળું બહારના ઝાડપર ફેંકતાં અને ગમ્મત કરતાં કહ્યું–આમાં તેલ ક્યાં છે ?

કુંવર–આમાં તેલ નાખવામાં નથી આવતું. એ તેલ વિના બળે છે.

લરજાં–વાહ ! તેલ વિના એ કેમ બળે ? અરે! તેલ વિના તે રોશની થઇ શકે !

કુંવર–થાય છે કે નથી થતી એ તો ખબર નથી. અત્યારે તો એ થાય છે. તું ન માને તો કોઇ શું કરે ? એની અંદર બેટરી છે, એમાં.........

લરજાંએ કંટાળતા કહ્યું–લ્યો, માની લીધું. ચાલો ભાઈ માની લીધું. રોશની પડતી હશે. તમારી સાથે ઝગડો કોણ કરે !

એણે ટાર્ચ કુંવર સાહેબના હાથમાં મૂકી દીધી; પરંતુ એની આંખો એની પર જ ચોંટી રહી હતી. કુંવર સાહેબે જાણી લીધું કે ટાર્ચ લરજાંને ગમી ગઈ છે. એટલે કહ્યું–લઈ જા ! ક્યારેક અંધારામાં બહાર જવું પડતું હશે. બહુ કામની ચીજ છે, હું બીજી મંગાવી લઇશ.

પરંતુ લરજાંએ ટાર્ચ ન લીધી. એ એઠાં વાસણ ઉપાડી ને ચાલવાની તૈયારી કરવા લાગી. કુંવરે એક હાથે તેને રોકવાનો ઇસારો કર્યો ને બીજા હાથથી દીવો બંધ કરતાં કહ્યું–ચાલ, હું આવું છું. ફિરપી કહેશે કે મને જોવા પણ ન આવ્યા ?

થોડીવાર પછી રાતના અંધકારમાં, ટાર્ચની સહાયતાથી બંને ચાલ્યા જતાં હતાં. અચાનક કુંવર સાહેબનો પગ લપસ્યો ને પડતા પડતા બચ્યા. લરજાંએ બાળકપણા અને સહાનુભૂતિ સાથે પોતાનો હાથ લંબાવી કહ્યું–તમે પડતા પડતા બચી ગયા. લ્યો, મારો હાથ પકડી લ્યો.

કુંવરે લરજાંનો હાથ પકડી લીધો અને સંભાળી સંભાળીને પગ રાખતા આગળ વધવા લાગ્યા. એ જ રીતે, જેવી રીતે આશા નિરાશ લોકોનો હાથ પકડીને ચાલે છે.

: ૧૦ :

પહાડ પર ચોરીનું નામ નિશાન ન હતું, થતી જ નહિ. એટલે કુંવર સાહેબ બેપરવા હતા. જ્યારે તે બહાર જતા ત્યારે કમાડને બંધ કરતા, પણ તાળું ન લગાડતા.

એક દિવસ સાંજને વખતે લખવાનું કામકાજ પતાવી ઘેર આવ્યા ત્યારે ઘર અરીસાની માફક સ્વચ્છ દેખાયું. દરેક ચીજ સફાઈથી સુંદર રીતે ગોઠવી દેવામાં આવી હતી. છતને પણ સાફ કરવામાં આવી હતી. ઓરડીની દિવાલો લીંપી હતી. ક્યાંય જાળાં-બાવાનું નામ નિશાન ન હતું. ગઈ કાલે એજ ઝૂંપડું મેલું હતું, આજ સુન્દર દેખાય છે; કાલે જાણે એની સૂરત રડવા જેવી હતી, આજે જાણે એ હસું હસું થઈ રહ્યું છે; આકાશ પાતાળ જેટલું અંતર દેખાય છે.

કુંવર સાહેબ જોતાં જ પામી ગયા કે આ કામ જરૂર લરજીનું જ છે. કિરપી પાસેથી એવી આશા રાખી ન શકાય. એને ચોખ્ખાઈનું એટલું જ્ઞાન પણ ન હતું, એનામાં આટલે દૂર ચાલવાની શકિત પણ નહોતી. જરૂર લરજી પોતે આવીને સાફ કરી ગઇ છે. કુંવર સાહેબની નજર સામે નવો સંસાર દેખાવા લાગ્યો. પહેલાં તો એમ થતું હતું કે લરજી સ્વરૂપવાન છે; ભોળી છે; હવે એમ લાગ્યું કે સુઘડ પણ છે ઘર સંસારના કાર્યમા કુશળ પણ લાગે છે. ચીંધ્યા વિના કામ કરે છે, આનંદ અને શોખથી કરે છે. થોડા જ વખત પહેલાં જે ઝૂંપડું માટીનું હતું તેને કાચનું બનાવી દીધું હતું.

એક અઠવાડિયું રંગબેરંગી સ્વપ્નોમાં પસાર થઇ ગયું. દરમ્યાન કિરપીનો તાવ ઊતરી ગયો અને લરજીનું આવવું જવું બંધ થઈ ગયું. હવે તો કિરપી ખાવાનું લઇને આવતી હતી. કુંવર સાહેબ

ખાવામાં પહેલાં જેવો સ્વાદ આવતો ન હતો. પહેલાં તો ભોજન કાર્ય કલાક સુધી ચાલતું. ધીરે ધીરે ખાતા હતા—લહેરથી ખાતા હતા. અને હવે ? હવે તો માત્ર દસ મિનિટમાં હાથ-મોં ધોઇને ઊભા થઈ જતા. પહેલાં થાળીમાં આવેલી પ્રત્યેક ચીજ ખલાસ કરતા અને હવે તો કેટલુંક ખાતા ને કેટલુંક છાંડી દેતા. એક દિવસ લરજાંએ પૂછ્યું કે ખાવાનું કેમ છાંડે છે ? પહેલાં તો ખૂબ આનંદતી ખાતા અને બધુંય ખલાસ પણ કરતા હતા.

કિરપી—અત્યારે પણ આનંદથી ખાય છે.

લરજાં-આનંદથી ખાતા હોય તો થાળીમાં પીરસેલી વસ્તુઓ પાછી કેમ આવે ? કંઇ બીમાર તો નથી ને ?

કિરપી-બીમાર તો નથી ! હાં, કામ બહુ કરે છે. જ્યારે જુઓ ત્યારે વિચાર કરતા હોય એમ લાગે છે.

લરજાં-કામ વધારે કરવાથી કાંઇ ભૂખ બંધ નથી પડી જતી. ઊલટાની એ તો વધે છે. જરૂર કંઇક બીમારી હશે ! આજ ખાવાનું લઇને હું જ જઈશ. જોઉં તો ખરી કે શું વાત છે ?

કિરપીએ હસતાં કહ્યું—કદાચ તને એ કહેશે, મને તો કંઇ કહયું નથી.

બીજે દિવસે લરજી ખાવાનું લઈ ગઈ. કુંવર સાહેબ લખેલા કાગળોને ક્રમવાર ગોઠવીને મુંબઇના કોઇ પ્રેસ પર મોકલવાની તૈયારી કરતા હતા. એમનું અરધું પુસ્તક તો તૈયાર થઇ ચૂકયું હતું, લરજાંને આવતી જોઇ એમને હસવું આવ્યું; લરજાં નજીક આવી ત્યારે હસીને કહ્યું—અરે ! આજે પણ પાછી કિરપી બીમાર થઈ ગઈ કે શું ? આ બુઢ્ઢી તો હવે વધારે હેરાન કરે છે. એને કહી દે ને કે વારંવાર બિમાર ન પડે ! આ રીતે તે કાંઈ કામ ચાલે ?

લરજાંએ થાળ રાખવાની જગ્યા તૈયાર કરી અને કહ્યું—

ગરીબ બિચારીને બીમાર શા માટે પાડો છો? હમણાંજ બિચારી મંદવાડમાંથી ઊઠી છે.

કુંવર—મારા કહેવાથી કાંઈ થોડું જ બને છે! તું ભોજન લઈને આવી, તો મને લાગ્યું કે બીમાર હશે. તો આજ તું કેમ આવી? મને તો બહુ આનંદ થયો. લરજાં શરમાતાં બોલી—ચાલો! ચીડવો નહિ! તમારૂં ખાવાનું ખાઇ લ્યો.

કુંવરે ક્રમવાર ગોઠવેલા કાગળોને ખાટલા પર રાખ્યા અને થાળની સામે બેસીને કહ્યું—ચાલ, હાથ ધોવરાવ.

લરજાંએ હાથ પર પાણી નાખતાં નાખતાં કહ્યું—તમે આજ કાલ ઓછું કેમ ખાઓ છો? ખાવાનું અરધો અરધ પાછું આવતું હતું. કુંવરે ટુવાલથી હાથ લૂછ્યા અને લરજાંની આંખોમાં આંખો મિલાવીને કહ્યું—વાહ! ઓછું કોણ ખાય છે! ખૂબ દાબીને ખાઉં છું. અહીં પહાડ પર આવ્યા પછી તો મારો ખોરાક વધી ગયો છે. જ્યારે આવ્યો ત્યારે દૂબળો—પાતળો હતો, હવે તો તાજો—માજો બની ગયો છું.

કુંવર સાહેબ તાજા માજા તો જરૂર બની ગયા હતા. ચહેરો પણ તગતગતો હતો. આવું બધું હોવા છતાં એ વિષે લરજાં બોલવા નહોતી માંગતી, એટલે તેણે કહ્યું--એ તો તમારો વહેમ છે વહેમ! જેવા આવ્યા હતા તેવા જ છો. કુંવરે રોટલીનો એક ટુકડો તોડયો કે તરત જ લરજાંએ કહ્યું—એ રહેવા દો. પહેલાં કઢી ભાત ખાઈ લ્યો, આજની કઢી સરસ બની છે.

કુંવરે હસીને રોટલીનો ટુકડો મૂકી દીધો અને ભાત સાથે કઢી નાખી બોલ્યા—આવી રીતે કિરપી પણ ખવરાવે તો બધું ખાઈ જાઉં. એ તો આવે છે, થાળી મૂકે છે ને ચુપચાપ બેસી રહે છે; હવે તો તું જ ખાવાનું લાવ્યા કર. એ તો માત્ર ખાણું લાવે છે. તું લાવે છે ને ખવરાવે છે પણ. આટલું કહીને એ ભાત

ખાવા લાગ્યા.

લરજાંએ થોડો વિચાર કરી કહ્યું-હું ખાવાનું લાવ્યા કરીશ તો કિરપી મનમાં મારે માટે શું ધારશે? એટલો વિચાર જરૂર કરજો.

કુંવરે ભાતને ચાવી લીધો હતો. કોળિયો ગળે ઉતારતાં કહ્યું-શું કહેશે? એ ખાવાનું લાવે કે તું લાવે, એમાં શો ફેર પડે! હું નથી ઇનામ દેતો તને કે નથી દેતો એને. ખરેખર! આજની કઢી સ્વાદિષ્ટ બની છે-શાબાશ!

લરજાં-બહુ બદનામી થશે. લોકો તો અત્યારથી જ જાત-જાતની વાતો કરે છે.

કુંવર-મારી પાસે આવીને કોઈ એક અક્ષર તો શું પણ ચૂં કે ચા પણકરતા નથી. પછવાડે ગમે તેમ કહે! પણ લરજાં! એથી આપણું શું બગડવાનું છે? જે બોલે છે તેને બોલવા દે. લરજાંની આંખોમાં આંસુ આવી ગયાં. તે બોલી-બહુજ બેશરમીભરી વાતો કરે છે. તમારાથી ડરે છે એટલે તમારે મોઢે કોઈ કાંઈ કહી શકતું નથી. પણ મારી શરમ કોને લાગે! કુંવરના હાથમાં કોળિયો રહી ગયો. ક્રોધપૂર્ણ સ્વરથી કહ્યું-બોલ તો! શું કહે છે?

લરજાંએ કુંવર તરફ દર્દભરી આંખોથી જોતાં કહ્યું-શું કહું કે શું કહે છે? એટલું માત્ર બસ છે કે સાંભળતાં શરીરમાં ઝાળ લાગે છે. જો જો ને, કોઈ દિવસ ખૂનરેજી થશે. મેં એક છોકરા પાસે વાંચવા-લખવાનું શીખવા માડયું છે. એને પણ અહીંના લોકો પાપ માને છે. હજાર હજાર દોષો લોકોની નજરમાં ભર્યા છે. તમે ખાવાનું ખાઇ લ્યો. હું વળી કયાં આ વખતે જ આવી લપ કાઢીને બેઠી.

કુંવરે રોટલીનો ટુકડો થાળમાં પાછો મૂકતાં કહ્યું-લરજાં! હવે હું એક કોળિયો તો શું પણ એક બટકું પણ વધુ ખાઈ શકું તેમ નથી. તેં મને શરૂઆતમાં જ વાત કેમ ન કરી? બોલ! ને

કોણ હેરાન કરે છે? હું એનું લોહી પીશ. મને માત્ર એનું નામ કહે.

કુંવરને ક્રોધપૂર્ણ જોઇને લરજાં ગભરાઈ ગઈ. એને થયું કે જરૂર કાંઈક નવાજૂની કરી નાખશે. તે બોલી– તમે હમણાં કહેતા હતા ને કે બકે છે તેને બકવા દો! અને હવે તમે જ મરવા–મારવાની વાત પર આવી ગયા! પુરુષનો કાંઇ વિશ્વાસ જ નહિ. આમે ચાલે અને તેમે ચાલે. કુંવર ગાંડાની જેમ આકાશ તરફ જોઇ રહ્યા. થોડા વખત પછી બોલ્યા–તું રોજ આવતી જા. હું બધું સંભાળી લઈશ.

લરજાંએ કહ્યું–તમે ખાવાનું ખાવ. હું રોજ આવીશ.

કુંવર સાહેબ ખાવાનું ખાવા લાગ્યા. પાછાં એ ખુશાલી અને આનંદ દેખાવા લાગ્યાં, વાતો થવા લાગી અને લરજાંની રાંધેલી એક એક ચીજની પ્રશંસા થવા લાગી.

: ૧૧ :

બંને અરસપરસ ચાહતા હતા એમાં જરાયે સંદેહ ન હતો. લરજાં પણ એને ચાહતી હતી–એની ખાતર એ બદનામીથી પણ ડરતી ન હતી. એના ઈસારા પર તો એણે ભણવાનું પણ શરૂ કરી દીધું હતું. દરરોજના નિયમ પ્રમાણે એ એનું ઝૂંપડું લહેરથી સાફ કરી જતી, ભાવતું ભોજન પકાવતી, અને પોતાનો દરરોજનો પાઠ પણ સંભળાવતી. હવે તો કુંવર સાહેબ પણ કયારેક કયારેક એના ઝૂંપડામાં ગપ્પા–ગોષ્ટિ કરવા ચાલ્યા જતા. લખેલા પાનાંને રજીષ્ટર કરવા પાસેના શહેરમાં કુંવર સાહેબ જતા ત્યારે ત્યાંથી લરજાંને માટે કાંઈક ને કાંઈક લેતા આવતા. કયારેક સાડી, કયારેક સ્લીપર તો વળી કોઇ દિવસ મોજાં આવતા. એક વાર તો એક સારામાં સારી ગરમ કામળી લઈ આવેલા; બીજી વખત 'ટોર્ચ' લઈ આવ્યા, અને આ બંને ચીજો મળ્યા પછી લરજીને થયું કે હું નિહાલ થઇ ગઇ. એના દિલમાં અનેરો આનંદ દેખાતો હતો. આટલા સહવાસ પછી હવે તો એ પણ આસ્તેથી કહી દેતી–મારે માટે

ફૂલાણી—ચીજ લાવજો. અને કુંવર સાહેબ પણ એની મનમાની આજ્ઞા ઉપાડી લેતા. એમના દિલમાં ક્યારેક વિચાર આવતો કે ક્યાંક પૈસા પૂરા ન થઇ જાય! પૈસા પાણીની પેઠે ખરચાય છે, આવક એક પાઈની પણ નથી. પરંતુ આવા ખર્ચમાં એક લાભ એ પણ થયો કે પહાડી લોકો પર દાબ બેસી ગયો. એમને થતું કે આ કોણ હશે? જરૂર કોઇ મોટો અમીર છે, જે આવી રીતે ઉદાર દિલથી પૈસા ખરચે છે. સંભવ છે કે વખતે કોઇ રાજા હોય! સર્વ લોકો કુંવર સાહેબની ખુશામત કરતા હતા. અને હવે લરજાં અને એમની વિરૂદ્ધ કોઇ એક શબ્દ પણ બોલતું ન હતું; એટલી તાકાત કોઈમાં ન હતી. ચોવટીઓ પટેલ તો વગર પૈસાનો ગુલામ હતો. હર વખત એના વખાણ કરતો અને મનમાં માનતો કે મારૂં ભાગ્ય આથી જ ચમકવાનું છે; ભાગ્ય ખૂલશે તો આથી જ ખૂલવાનું છે. આ પુરુષ જરૂર કોઇ અમીર છે. કુંવર સાહેબ વધારે ને વધારે મહેનતથી પુસ્તક લખતા હતા. એમને આ પુસ્તકમાં સંપૂર્ણ શ્રદ્ધા હતી. ઇનામની આશાએ એના દિલમાં આનંદ આનંદ થતો હતો. કદાચ ઈનામ ન મળ્યું તો? આવો વિચાર પણ આવતો અને વધારામાં એને મનમાં એમ પણ થતું કે પિતાથી લડીને ચાલ્યો આવ્યો છું તો હવે કયા મોઢે પાછા જવું? લરજાં તો એને પત્થરનો સોદાગર જ સમજે છે. કુંવર સાહેબે આ રહસ્ય ક્યાંઈ ઉઘાડું કર્યું ન હતું અને એને એમ કરવાની ઈચ્છા પણ ન હતી. પત્થરના સોદાગર બનવામાં જે આનંદ તેમને મળે તે યુવરાજ હોવામાં ક્યાંથી હોય? એના રસ્તા જ કંઇ જુદા છે.

* * *

કુંવર સાહેબના પિતા પૃથ્વીચંદ્ર કુંવરના જવા પછી ઉદાસ રહેતા હતા. તે વખતે તો નિશામાં આગળ—પાછળનો વિચાર કર્યા વિના ગમે તેમ કહ્યું. પણ હવે થયું કે મેં આ શું કર્યું? મહારાણી તો હરહંમેશ શોકાતુર જ દેખાય છે. ચારે તરફ સ્વર્ગની બહાર અને આનંદ છે, પણ એની વચમાં દિલ બળતું રહે છે. એને

હસતાં કોઇએ જોયેલ નથી. જરા જરા વારમાં એની આંખોમાં આંસુ દેખાય છે. કોઇ સારી ચીજ મોઢામાં મૂકી નથી. એને મન એમજ થયા કરતું કે કુંવર સાહેબને પેટ ભરીને ખાવાનું મળતું હશે! કે એ શું ખાતા હશે? એની સ્થિતિ શું હશે? વગેરે વિચારો આવતા. પલંગપર સૂતી વખતે પણ ઊંડા ઠંડા નિસાસા જ આપોઆપ નીકળ્યા કરતા. એના દિલમાં ત્યારે પણ એ જ વિચાર આવતો કે કુંવરને સૂવા માટે પલંગ તો શું પણ ખાટલોએ મળતો હશે કે કેમ? કોઇ ઉત્સવમાં એ સાથે ન આવતી. ભાગ્યમાં હસવા-બોલવાનું કયાં હતું? જુવાન જોધ પુત્ર ભર્યું ભાદર્યું ઘર છોડી બહારગામ ચાલ્યો જાય! નાસી જાય! તેની માના કર્મમાં કે તેના મુખપર હાસ્યની છાંટ સરખી પણ કયાંથી દેખાય? મને પહેલેથી ખબર હોત તો એને રોકી રાખત. મારી આંખનાં એ આંસુ એના પગની બેડી બની જાત અને તેને જતો અટકાવી દેત. રાજમહેલમાં ઉછરેલો, આજે કોણ જાણે કયાંય હશે? એમને શું? એમને તો ગાન-તાન જોઈએ છે, લોકો વાહ! વાહ! કહે છે, એટલું એમને માટે તો બસ છે. ઘરનું ગમે તે થાવ. મહારાજા, મહારાણી તરફ નજર પણ કરતા નથી. એ બોલતા નથી પણ કયારે કયારેક એમની આંખો પણ ભીની બની જાય છે. સારાયે દેશમાં માણસો મોકલ્યા પણ કયાંઈ પત્તો લાગતો નથી. કુંવર સાહેબ પણ વખતે વખતે માતા-પિતાને યાદ કરી એ આંસુ પાડી લ્યે છે. અને મન સાથે વિચાર કરે છે કે આ ઈનામ મળી જાય તો તે લઈને ઘેર જાઉં, અને મારા પિતા પણ કહે કે પુત્ર બહાર ચાલ્યો ગયો, પણ કાંઇક નામ કાઢીને જ આવ્યો. હિન્દુસ્થાનમાં નામ કાઢયું.

એક દિવસ કુંવર સાહેબ હસ્તલિખિત પ્રત રવાના કરવા પોસ્ટ ઓફીસ ગયા હતા. લરજા પણ પોતાનો પાઠ તૈયાર કરવા ઝૂંપડાની બહાર એક પત્થર પર બેઠી હતી. એનું ઝૂંપડું સડક અને નદીની મધ્યમાં ચોખાના ખેતરને કિનારે હતું. ઉપરની સડક

પહાડની રસીની જેમ વિંટાયલી દેખાતી હતી; દૂર નીચે નદીનો પ્રવાહ વહેતો હતો. અને વહેતું પાણી, પાણીના સર્પની પેઠે છુપાવા માટે પૂરપાટ વહેતું હતું. એટલામાં તો એક મોટર સડક પર દેખાઇ. લરજાં હંમેશા મોટરને જોઇને રાજી થતી હતી. આજ પણ એ ખુશ થઈ. એના દિલમાં કૈં કૈં વિચારો આવી ગયા. એ મોટર તરફ એકીટસે જોઇ રહી – હમણાંજ પહાડના વાંકા-ચૂંકા રસ્તામાં દેખાતી બંધ થશે, અને હું તો અહીં બેઠી જ રહીશ! અને એતો કયાંની કયાંય પહોંચશે. એના વિચાર આગળ વધ્યા— જરૂર આમાં કોઈ ભાગ્યવાન બેઠું હશે. ગરીબો પાસે આટલા પૈસા કયાંથી? અચાનક મોટર સડક નીચે પડી ગઈ. લરજાંના મોંમાંથી ચીસ નીકળી પડી. એ ઇચ્છતી હતી કે ગમે તેમ કરીને મોટરને અટકાવે. પરંતુ એ માનવી શકિતની બહારની વાત હતી. મોટર ગોથાં ખાતી ઝડપથી નીચે પડતી હતી; જોતજોતામાં તો એ કેટલાય ગજ દૂર પડી. ત્યાં એક ચઢાણના પત્થર પાસે અંદરથી એક સ્ત્રી તેના પર અટકી ગઇ, અને મોટર તો ગોથાં ખાતી ખાતી આગળ ગબડવા માંડી. કેટલોક સામાન પણ મોટરમાંથી બહાર નીકળી પડયો હતો, એમાંની કેટલીક ચીજો તો પછવાડે ગબડતી ગબડતી, કેટલાક પત્થરોની સાથે અફળાતી અને કેટલીક પત્થરને પણ સાથે લઇને નીચે ગબડતી જતી હતી. જે હલકી હતી તે રસ્તામાં પડી રહી હતી. લરજાંએ પોતાની ચોપડી ફેંકી દીધી અને પત્થરો પર પગ મજબૂત રીતે ટેકવીને પેલી સ્ત્રી પડી હતી તે ચઢાણપર પહોંચી. લરજાંએ નીચા વળીને જોયું. એના શરીર પર કયાંય ઘા ન દેખાયો; માત્ર બેહોશ બની ગઇ હતી. એના પહેરવેશ અને મોઢું જોઇને લાગ્યું, કે જરૂર કોઇ મોટા ઘરનું માણસ છે. જરૂર કોઇ અમીરના ઘરની છોકરી છે. એ દોડતી દોડતી પોતાને ઝૂંપડે આવી અને કિરપી ને કહ્યું— જલદી મારી સાથે ચાલો. એક મોટર પડી ગઇ છે, પણ તેમાં જે સ્ત્રી હતી તે બચી જવા પામી છે. આપણે એને લઇ આવીએ—

જલદી—!

કિરપી ચૂલા પાસે બેસીને હુક્કો પીતી હતી. એણે હુક્કો દીવાલ સાથે અટકાવીને મૂક્યો અને ઉધરસ ખાતાં ખાતાં પૂછ્યું-કયાં છે? બહુ છેટે તો નથી ને? આટલું પૂછીને ઉધરસ ખાવા લાગી, અને ઉધરસ ખાતાં ખાતાં ગોઠણપર હાથ રાખીને ઊભી થઈ ગઈ. લરજાં પણ દોડી આવવાને લીધે હાંફતી હતી. આસ્તે આસ્તે એ બોલી— પાસેજ છે— જલદી કરો— બેહોશ થઈ ગઈ છે.

બંને મળીને એને ઝૂંપડામાં લાવ્યા અને ગરમ કામળીથી લપેટી લીધી, અને હાથ પગ પર ગરમ ઘી ઘસવા માંડયું. થોડા જ વખતમાં પેલી સ્ત્રીએ લાંબો શ્વાસ લઇને આંખો ઉઘાડી. ચારે તરફ જોયું, માથાપર હાથ લઈ ગઈ, અને બહુ જ ધીરેથી બોલી-હું કયાં છું?

એને હોશમાં આવેલી જોઇને લરજાં રાજી રાજી થઈ ગઈ અને કહ્યું-તમારી મોટર પહાડ પરથી ગબડી પડી હતી, હવે તમને કેમ છે?

કિરપી-કયાંય વાગ્યું તો નથી ને?

યુવતીએ સૂતાં સૂતાં પોતાના શરીરને આડું અવળું હલાવી જોયું, અને જવાબ આપ્યો-મને વાગ્યું નથી, માત્ર બેહોશ બની ગઇ હતી. ડ્રાઇવરના શા હાલ છે? એ બચી ગયો કે મરી ગયો?

લરજાંએ કિરપીના મુખ તરફ જોયું અને કહ્યું-જાઓ, ખબર લઈ આવો. લોકો નીચે ગયા હતા, તે પાછા આવી ગયા હશે.

કિરપી ઊઠીને બહાર ચાલી ગઇ. એ જ્યારે પાછી આવી ત્યારે બંને જૂની ઓળખાણ હોય તેમ સખીઓની જેમ આપસમાં વાતો કરી રહી હતી.

કિરપીએ કહ્યું-તમારો નોકર બચી ગયો છે, પણ ગાડી તૂટી ગઇ છે.

યુવતી–ત્યારે સર સામાનનાં શા હાલ છે? મળ્યો કે નહિ? બેગ, ચામડાનું પાકીટ, બિસ્તરો—

કિરપી–સર્વ કાંઇ મળી ગયું છે. તમારા માણસે બધું સંભાળી લીધું છે.

યુવતી–ચાલો, કંઇ વાંધો નહિ. આજ અમે મરતાં મરતાં બચ્યા એ જ પ્રભુની કૃપા.

અચાનક એની નજર એની સાડી પર પડી. ગડથોલા ખાવાને લીધે એ બે–ચાર જગ્યાએથી ફાટેલી દેખાઇ, તેણે લરજાં તરફ જોઇને કહ્યું–મારી બેગ જો આવે તો હું મારી સાડી બદલાવી લઉં. આ તો ફાટી ગઇ છે.

કિરપી–લઇ આવું !

યુવતી–નહિ. હું જાતે જ જાઉં, ડ્રાઇવરને પણ જોતી આવું. ક્યાંક હાથ–પગ તો નથી તૂટયાં ને! પાછું લરજાં તરફ જોઇ હસતાં હસતાં કહ્યું–હું હમણાંજ આવી [ આંગળીની ચપટી વગાડતાં ] એક મિનિટમાં જ.

જ્યારે એ બહાર થોડે દૂર ચાલી ગઇ ત્યારે કિરપીએ પૂછ્યું–લરજાં! તું જાણે છે કે એ કોણ છે?

લરજાં–કોઇ મોટા અમીરની દીકરી હશે. પહેરવેશ કેટલો મૂલ્યવાન છે! હાથ કેટલા મુલાયમ છે! જાણે માખણનો પીંડો. અને સ્વભાવ પણ બહુ મળતાવડો અને મીઠો છે.

કિરપી–કોઇ અમીરની છોકરી નથી. રાજાની છોકરી છે રાજાની!

લરજા ચોંકી પડી–રાજાની દીકરી! તમને કોણે કહ્યું?

કિરપી–એના નોકરે વાત કરી. બિચારો ડરથી મરણતોલ હાલતમાં પડયો છે. કહે છે કે રાજા મારી ગર્દન ઉડાવી દેશે. મને શૂળીએ ચઢાવશે.

લરજાંએ કેટલોક વખત વિચાર કર્યો. ત્યારપછી તે બોલી—તો શું તે રાજાની દીકરી છે! કિરપી! તેં જોયું ને એના કપડાં કેટલાં સરસને મૂલ્યવાન છે!

કિરપી-વાહ! એના કપડાં મૂલ્યવાન ન હોય તો કોના હોય? રાજાની દીકરી છે!

લરજાં— એના પિતા પાસે કેટલા સો રૂપિયા હશે?

કિરપી—કેટલાં સોતો શું, પણ કેટલાએ હજાર હશે.

લરજાં—બેલી થી પણ વધારે? [કુંવરે પોતાનું નામ બેલી કહ્યું હતું]

કિરપી—તું પણ શું વાતો કર્યા કરે છે? બેલી તો એના નોકરની સરખામણીમાં પણ કંઈ નથી. એ તો પત્થરનો સોદાગર છે; ત્યારે આ તો રાજાની દીકરી છે. બહાર જઈને એના નોકરનાં કપડાં જો તો તું દંગ થઇ જાય.

કિરપીના આ શબ્દો શબ્દ ન હતા, પણ ઝેર પાએલા તીર હતા. લરજાંએ કહ્યું—સારૂં, સારૂં, બહુ વાતો ન વધાર. જેનું ખાય છે તેને જ ગાળો આપે છે. નિમકહરામ ક્યાંની! નહિ તો? એ સાંભળી જાય તો શું કહે! એમની નેકીનો તેં ઠીક બદલો આપ્યો.

કિરપીને હવે વિચાર આવ્યો કે પોતે શું બોલી ગઈ. લજ્જીત થઈ તે બોલી—મેં જો બેલીને ગાળો આપી હોય તો મારી જીભ તૂટી પડે, કોઈ રાજા હોય તો એના ઘરનો. મારે મન તો બેલી રાજા કરતાં પણ વધારે છે. એણે અહીં આવી જે કાંઈ કર્યું છે તે બીજો કોઈ શું કરતો'તો!

એટલામાં રાજકુમારી આવી પહોંચી. એની પછવાડે એક પહાડી જુવાન એનું ચામડાનું પાકીટ ઉપાડીને આવતો હતો. લરજાંએ કહ્યું—એને વાગ્યું તો નથીને? સાંભળ્યું છે કે એ વધારે પડતો

ડરી ગયો છે; અને કહે છે કે રાજા મને ફાંસીએ દેશે! રાજકુમારીએ હસતાં હસતાં જવાબ દીધો--મૂર્ખ છે તે ડરે છે. એમાં એનો શું દોષ! ઘૂંટણુ પર જરા વાગ્યું છે, બાકી બધું ઠીક છે. મજૂર તરફ જોઈને કહ્યું-અહીં મૂકી દે.

પહાડી મજૂરે રાજકુમારીની પેટી ત્યાં મૂકી દીધી. રાજકુમારીએ તે ઉઘાડી, અને કપડા કાઢી કાઢીને બહાર રાખવા લાગી. વિચાર કરતી હતી, આ વખતે કયા કપડાં પહેરૂં? લરજા અને ફિરપી એક એક કપડું જોતાં હતાં અને મનમાં ને મનમાં મુંઝાતાં હતાં; આવા કપડા તો એમણે આજ દિવસ સુધી જોયા પણ ન હતા. જોઈને દિલ ખુશ–ખુશાલ થતું હતું.

: ૧૨ :

એકાએક કુંવર સાહેબ આવીને ઊભા રહ્યા. રાજકુમારીએ ફરીને પાછળ જોયું અને બંને ચોંકી ઊઠયા. કુંવર સાહેબ તદ્દન ગરીબ પહાડીના પહેરવેશમાં હતા. માથા પર હલકી ટોપી હતી, પગ ઉઘાડા અને ગારાથી લથપથ ભરેલા હતા; એક સાધારણ વસ્ત્ર જ માત્ર ઓઢયું હતું. પરંતુ, રાજકુમારીએ એમને જોતાં વેંત જ ઓળખી લીધા. એને એ આશા કે વિચાર સરખો પણ ન હતો કે તેની તપાસમાં અહીં સુધી આવતાં તે, અહીં આવી રીતે મળી જશે. કુંવર સાહેબને પણ દિલમાં એમ થયું કે રાજકુમારી અહીં સુધી પીછો પકડશે એ ધાર્યું ન હતું. આ રાજકુમારી ગંજનાલા નામના રાજ્યની હતી. એના પિતા મહારાજ યોગેન્દ્રસિંહ ઇચ્છતા હતા કે એનો વિવાહ કુંવર સૂર્ય–પ્રકાશચંદ્ર જોડે થાય. કુંવર સાહેબના પિતાને પણ આ વાતમાં જરાયે વાંધો ન હતો. અને રાજકુમારી ઇંદ્રા તો રાજકુમાર પર લટ્ટુ હતી; એમની સભ્યતા, એમની નિખાલસતા, એમની યોગ્યતાએ રાજકુમારીનું મન કુંવર સાહેબ તરફ આકર્ષ્યું હતું. અને એણે મન સાથે નક્કી કર્યું હતું કે જો, એમની

સાથે વિવાહ ન થયો તો આખી જીંદગી કુંવારા રહેવું. ત્યારે કુંવર સાહેબ પણ રાજકુમારીને દુ:ખ થાય તેવું વર્તન કરતા ન હતા. અને આ રીતે ઘેરથી બહાર નીકળી પડયા ન હોત તો, લરજાંનું યૌવન કે સુન્દરતા એમના વિચાર બદલી ન શકત, ને એમનો વિવાહ ચોક્કસ થઈ જાત પરંતુ હવે એમાંનુ કાંઈ સંભવિત ન હતું. ઇંદ્રા એની શોધમાં જ નીકળી પડી હતી. એને મનમાં ચોકકસ થતું હતું કે જરૂર કુંવર સાહેબ પુસ્તક લખી રહ્યા હશે; જરૂર કાશ્મીરના પહાડોમાં હશે. મોટરનો અકસમાત ન થાત તો એ કયાંની કયાંય પહોંચી જાત. પરંતુ અત્યારે તો કુંવર સાહેબ એની નજર સામે હતા.

હા, કુંવર સાહેબ જરૂર એની નજર સામે જ હતા. પરંતુ પહેરવેશ એ ન હતો, ન એ રાજકીય ઠાઠ હતો. પરંતુ ચહેરો તો એ જ હતો. બંને ચમકી ગયા, પણ અત્યાર સુધી એમાંથી એકેના મોંમાંથી એકપણ શબ્દ બહાર નહોતો પડયો કે જેથી બંનેનું રહસ્ય બહાર પડી જાય. કુંવર સાહેબે સંકેતથી રાજકુંવરીને કહી દીધું કે ચુપ! આ લોકોની નજર સમક્ષ કશુંએ બોલતા નહિ; રાજકુમારીએ વસ્તુસ્થિતિ સમજી લીધી, અને પહેલાંની પેઠે જ પોતાના બોકસમાંથી વસ્ત્રો ઉલટ-પાલટ કરવા લાગી. કુંવરે એવો ભાવ બતાવ્યો કે જાણે આ છોકરી ને જોઈને પોતે ગભરાઇ ગયા છે.

લરજાં બેઠી બેઠી કપડા જોઈ રહી હતી. કુંવરને જોતાં જ તે ઉભી થઈ ગઈ અને એમની સામે આવીને બોલી—જાણો છો, આ કોણ છે?

કુંવરે મનમાં જ કહ્યું કે તારા કરતાં હું વિશેષ જાણું છું. પરંતુ જાહેરમાં હસતાં હસતાં કહ્યું—મને શી ખબર કે એ કોણ છે? કોઇ તારી સખી, બહેનપણી કે સગી હશે. બહુ

મોટી અમીર લાગે છે!

લરજાં--એ એક રાજાની પુત્રી છે, રાજાની!

કુંવર–[ ચોંકીને ] રાજાની પુત્રી? અહીં કયાંથી આવી? શું તે તારી સખી છે?

લરજાંએ સર્વ ઘટના કહી સંભળાવી અને હસી. અને જાણે એમ કહેવા માંગતી હોય કે–અમારા ઘરમાં રાજાની પુત્રી આવી છે! રાજાની પુત્રી!

એને બિચારીને કયાં ખબર હતી કે એના પહેલાં જ આ ઘરમાં રાજાનો એક પુત્ર આવી ચૂકયો છે.

કુંવર સાહેબે કંઇક વિચાર કરીને કહ્યું- રાજાની પુત્રી છે! તો કાંઇક સત્કાર કરો. એ પણ યાદ કરશે કે કોઈ પહાડીઓના ઘરમાં જઇ આવી છે. કંઈક ખાવાનું તો આપો!

લરજાં ઉદાસ થઈ ગઈ. હવે એને એની ગરીબીનો ખ્યાલ આવ્યો અને બોલી– શું બનાવું? એને માટે મારી પાસે શું છે? મારૂં ખાવાનું એ કયાંથી પસંદ કરે?

કુંવર–પહેલાં તો દોડતી જા અને કયાંકથી બશેર દૂધ લઈ આવ.

લરજાંએ વાસણ ઉપાડયું અને આસ્તેથી બહાર નીકળી ગઇ ત્યાર પછી કુંવરે ફિરપીને કહ્યું– તમે બજારમાં જઇને સારામાં સારા ચોખા લઇ આવો, બે આનાના લાવજો. રાજકુમાર અને રાજકુમારી એક બીજાની સામે અરસપરસ જોઈ રહ્યાં હતાં. બંનેના દિલમાં ભાવનાની દોડધામ થઇ રહી હતી. પરંતુ બંનેની જીભમાં બોલવાની શકિત ન હતી.

છેવટે કુંવરે હસવાનો પ્રયત્ન કરતાં કરતાં કહ્યું–બહુ સરસ રીતે મળ્યા, ઇન્દ્રા? આવી દુર્ઘટનામાંથી બચી જવું એ ચમત્કાર જ છે. જ્યાંથી તમે પડ્યા હતાં, ત્યાંથી કોઇ પડે તો મહામુશ્કેલી

એ જ બચે.- પરમાત્માએ બહુજ દયા કરી. કેમ અહીં આવવું થયું?

ઇન્દ્રાએ માથા પરની સાડી સરખી કરતાં કહ્યું- તમને શોધવા નીકળી હતી. હું આ દુર્ઘટનાને દુર્ઘટના નથી ગણતી, એણે તો તમારો મિલાપ કરાવ્યો. નહિ તો કોણ જાણે કયારે તમારો પત્તો લાગત! મને એટલી તો ખાત્રી હતી કે ઇનામ જીતવા માટે તમે જરૂર પુસ્તક લખવાના, અને લખી રહ્યા છો; પરંતુ એ ખબર ન હતી કે તમે અંહીં જ મળી જશો. [પગથી માથા સુધી નજર કરીને] શું વેશ બનાવ્યો છે ને! મહારાજા જુએ તો શું કહે!

કુંવર-પરંતુ આ વખતે હું પત્થરોનો સોદાગર એલી છું, સિકંધીરની રાજધાનીનો રાજકુંવર નથી.

ઇન્દ્રા-તમારા ચાલ્યા જવાથી મહારાજા અને મહારાણી બહુ શોકમાં છે. ગુસ્સો દૂર કરો અને ઘેર ચાલો. તમને જોઇને તેઓ નવું જીવન પામશે. તમારૂં પુસ્તક પુરૂં થયું કે નહિ?

કુંવર-[માથું હાલવીને] હજી કયાં પૂરૂં થયું છે? ઓછામાં ઓછા હજી બે મહિના લાગશે.

ઇન્દ્રા-આ કામ એવું નથી કે ત્યાં પૂરૂં ન થાય! તમારે જે કંઈ જોવું હતું, તે તો તમો જોઇ ચૂક્યા. હવે તો માત્ર લખવાનું જ બાકી ને?

કુંવર-નહિ! નહિ! નહિ! જે વાતાવરણ અહીં છે, એ ત્યાં કયાંથી મળે? અહીંની દરેક વસ્તુ નજર સામે જ છે, ત્યાં કેવળ મસ્તકમાં જ હોય. વળી, આ સંતોષ, આ સાદાઈ, આ પ્રાકૃતિક દશ્ય, આ પહાડી સૌન્દર્ય ત્યાં કોઈ રીતે ન મળે. અહીં મને આનંદ મળે છે, વિચારો આપો આપ ઊઠતા આવે છે અને લખ્યા પછી વાંચું છું ત્યારે મને પોતાને જ આશ્ચર્ય થાય છે કે ખરેખર આ મારા વિચારો છે! અહીં આવીને તો હું અસાધારણ લેખક બની ગયો છું, જે સદા અમર રહે છે. ત્યાં જઇને એ જ સાધારણ રાજકુમાર રહેવું પડે,

જે આજે મૃતઃપ્રાય દશામાં છે. આવતી કાલ લોકોને યાદ પણ રહેવાના નથી. તમે જો જો, લોકો મારૂં પુસ્તક વાંચીને દંગ બની જશે, અસાધારણ વસ્તુ બની રહી છે.

ઇન્દ્રાએ કુંવરને પ્રેમભરી આંખોથી જોયા, અને સાડીના ખૂણાને આંગળી વતી વળ દેતાં કહ્યું- આ લરજાં કોણ છે? તમારા ભારે વખાણ કરે છે!

કુંવરનું દિલ ધડકવા લાગ્યું. સમજી ગયા, જે વખતની રાહ જોવાતી હતી, તે જ સામે આવી પહોંચ્યો. સંભાળીને કહ્યું- એક પહાડી છોકરી છે. એ ગરીબની મા મરી ગઈ છે. હવે અહીં એનું કોઈ પણ નથી, તદ્દન એકલી જ છે. હું ન હોત તો એને બહુ કષ્ટ પડત.

ઇન્દ્રા-જ્યારે ચાલ્યા જશો ત્યારે શું કરશે! તેણે કુંવરની તરફ એ રીતે જોયું જાણે એના દિલના વિચારો વાંચી શકતી ન હોય!

કુંવરે થોડીક મિનિટ વિચાર કર્યો, કે આનો શું જવાબ આપવો! છેવટે બોલ્યા-એને પણ સાથે લઇ જઇશ, અહીં રહીને શું કરે?

ઇન્દ્રાને આકાશમાંથી પડી ગઈ હોય એમ લાગ્યું. પરંતુ એક જ ક્ષણમાં સંભાળપૂર્વક બીજો ઘા કર્યો- લોકો શું કહેશે?

કુંવર સાહેબ આ બીજા ઘા માટે તૈયાર જ હતા, કહ્યું-હું લોકોના કહેવાની કે વાતોની એટલી બધી પરવાહ કરતો નથી, એ ગમે તે કહે, એથી મારૂં શું બગડવાનું છે?

ઇન્દ્રાનો બીજો ઘા પણ ખાલી ગયો. એણે જોયું, કુંવર હાથમાંથી સરી પડે છે. એને આશ્ચર્ય તો એ થઈ રહ્યું હતું કે એક સાધારણ ગરીબ પહાડી છોકરી એક સુંદર રાજકુમારને જીતી ગઇ છે, અને પોતે ઊભી ઊભી જોયા કરે! એનો ચમકતો ચહેરો મ્લાન થઇ ગયો, આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં; એણે બૂટની

એડીથી જમીનને ખોદતાં ખોદતાં કહ્યું–મહારાજા કદીય નહિ માને.

આ શબ્દોમાં કેટલું દર્દ હતું! કુંવર સાહેબને રાજકુમારી પર દયા આવી. વિચાર કરવા લાગ્યા, બિચારી મારે માટે કેટલે દૂરથી દોડતી આવી છે! બે સારા શબ્દોથી એને જવાબ આપ્યો હોત તો તેને સારૂં લાગત. અને એનો પરિશ્રમ સફળ થયો ગણાત. રાજકુમારી માટે એમને માન હતું, સહાનુભૂતિ હતી; પ્રેમ ન હતો. આ વખતે જો જરાપણ નરમાશ દાખવે તો પછીની સ્થિતિ જાળવવી મુશ્કેલ હતી. એટલે દૃઢતાથી કહ્યું– હું મારી રિયાસત છોડી શકીશ પણ આ ગરીબ છોકરીને છોડી નહિ શકું. એ મને મારા રાજ્ય કરતાં પણ વધારે વહાલી છે.

કુંવરનો એક એક શબ્દ રાજકુમારીના દિલપર હથોડાની પેઠે વાગતો હતો. હવે એનામાં બોલવાની પણ શકિત ન હતી–અને બોલે પણ શું! એના જીવનનું સુંદર સ્વપ્ન સરી ગયું, હતું, એની ફૂલીફાલી આશાઓ પર પાણી ફરી વળ્યું હતું. એણે લોઢાની પણ આરપાર જાય એવી વેધક દૃષ્ટિથી રાજકુમાર તરફ જોયું. એક ઠંડો નિસાસો નાંખ્યો ને ગરદન નીચી નમાવી; જાણે તેણે પોતાની હાર કબૂલ કરી લીધી.

કુંવરે બહુજ ધીરેથી પોતાનો હાથ એના ખભાપર મૂકી કહ્યું–ઇન્દ્રા! મારે તમને એક વાત કહેવાની છે! હું ઇચ્છું છું કે આ સંબંધમાં તમે લરજાંને એક શબ્દ પણ ન કહો. તમને સાંભળીને નવાઇ લાગશે કે આ સંબંધમાં એ કશું પણ જાણતી નથી. એ, એ પણ નથી જાણતી કે એને પોતાને માટે મારા દિલમાં શું શું ભર્યું છે! અને બહુજ છૂટથી મળે છે. મને મળ્યા પછી એ મારી સાથે હસે છે, ખેલે છે, અને જો તમે એને કદી પણ કહી દીધું તો મારો બધો આનંદ માટીમાં મળી જશે. આટલું કહીને કુંવર રાજકુમારી સામે ધૂંટણભર થઇ ગયા.

રાજકુમારીને મૌન્યભાષામાં કુંવરે કહી દીધું કે તું હારીને

પણ જીતી ગઈ છે. હું તારી સામે કાંઈ નથી અને તું ધારે તો મારા હૃદયને ભાંગીને ભૂકો કરી શકે છે!

રાજકુમારીએ સજળ નેત્રે દરવાજા તરફ જોયું, અને રાજકુમારનો હાથ પકડી ઉઠાડતાં ઉઠાડતાં કહ્યું–તમે મારું દિલ તોડી નાંખ્યું છે, છતાં હું પ્રતિજ્ઞા કરું છું કે મારા મોઢામાંથી એ વિષે એક શબ્દ પણ બહાર નહિ આવે.

રેશમી રૂમાલથી એ આંખો લૂછવા લાગી. કુંવરના હૃદયમાંથી બુઝાયલી આગના જેવા ધુમાડા નીકળવા લાગ્યા.

: ૧૩ :

રાત્રીનું વાળુ કર્યા પછી બંને સખીઓ આછા ગ્યાસતેલના દીવાને અજવાળે ઘાસના બીછાના પર પોતપોતાની ચાદરો ઓઢીને સૂતી અને વાતે વળગી, રાજકુમારીએ કહ્યું–તમે રસોઈ બહુ જ સરસ બનાવો છો. મને તો ખૂબ ખૂબ ભાવી.

લરજાં–એ તો આપની કૃપા છે. નહિતર આપને ત્યાં તો સારામાં સારા રસોઇયા હોય. હું શું રાંધી જાણું! જે કાંઈ શાકપાંદડું મળ્યું તે રાંધીને તમારી આગળ મૂક્યું હતું.

રાજકુમારી–એ શાક–પાંદડામાં જે સ્વાદ હતો તે અમારા ખાણામાં નથી. મને તો તમારા પર પ્રેમ આવે છે. તમારી મમતા પછી હવે મને એમ લાગે છે કે હું આવતી કાલે કેમ જઈ શકીશ?

લરજાં–ગયા પછી તો મને યાદ પણ શાના કરો? અલબત, હું તો તમને કદી પણ વિસરવાની નથી. તમને તો મારા જેવી હજારો મળી શકશે, પણ તમારા જેવી મને બીજી કયાંથી મળે? યાદ કરીશ અને આંસુ પાડી લઈશ; કોઈવાર આ તરફ આવો તો જરૂર મળજો, હું જરૂર તમારી રાહ જોઈશ.

રાજકુમારીએ ખૂબ પ્રેમભરી નજરે લરજાં તરફ જોયું અને

પછી કહ્યું–બ્હેન! આ તમારી ભૂલ છે. તમે થોડા જ વખતમાં મારૂં મન વશ કરી લીધું છે. તમે કહો છો કે અહીં આવો તો મળજો; હું તો કહું છું કે હું દર વરસે તમને મળવા માટે આવ્યા કરીશ, અને કેટલાક દિવસો અહીં જ રોકાઇશ.

લરજાં–[પ્રસન્ન ચિત્તે] તો તો બંને સાથે ફર્યાં કરશું. ક્યારેક પહાડ ઉપર જઈશું અને ક્યારેક નીચે જઈશું ને ત્યાં કિનારે બેસીશું.

રાજકુમારી–હવે પછી આવું ત્યારે તમારે મારી સાથે મારી રાજધાનીમાં આવવું પડશે. આવશો ને! મોટરમાં ખૂબ ખૂબ ફેરવીશ.

લરજાં આસમાનમાં ઊડવા લાગી. બોલી–જરૂર આવીશ. તમે ક્યારે આવશો?

રાજકુમારી–એ તો ત્યાં જઇને લખીશ, અત્યારે કંઈ કહી ન શકાય. તમે બેલીને ખાવાનું મોકલી આપ્યું કે નહિ? કોણ લઈ જશે?

લરજાં–કિરષી લઈ જશે. તમે થાકી તો નથી ગયા ને! કહો તો પગ દબાવી દઉં!

રાજકુમારી–અરે બ્હેન, વધારે શા માટે શરમાવો છો! પહેલાંથી તો હું તમારી ઓશીંગણ છું.

લરજાં સૂતી હતી, તે હવે ઊઠીને રાજકુમારી પાસે આવીને બેઠી અને પગ તરફ હાથ લંબાવીને બોલી–મેં તમારા પર કયો ઉપકાર કર્યો છે! તમારે ત્યાં હજારો જાતની સાહ્યબી અને સુખ હશે, અહીં તો એમાંનુ એક પણ નથી. લાવો જરા દબાવી દઉં–જોજો, ખસી ન જતા.

લરજાંની આ પ્રેમાળ વાણીથી રાજકુમારીના દિલમાં અદમ્ય પ્રેમ ઉભરાયો. એણે પોતાની ભારે કિંમતની કામળી શરીરની

આસપાસ લપેટી લીધી. સૂતી હતી તે બેઠી થઈ ગઈ અને બોલી–તમે મારા પ્રાણ બચાવ્યા છે. તમે મને ત્યાંથી ઉપાડીને અહીં ન લાવ્યા હોત તો મારૂં બચવું અસંભવિત હતું. બેહોશ દશામાં પડખું બદલત અને સીધું મારૂં શરીર ખીણમાં પડી જાત; કોણ બચાવત?

લરજાં–મેં તમને નથી બચાવ્યા, ભગવાને બચાવ્યા છે. મનુષ્ય મનુષ્યને શું બચાવી શકે!

રાજકુમારી–આ તમારી વિનય શીલતા છે! કોઇ બીજું હોત તો વાતો કરતાં પણ ન થાકત.

લરજાંએ કંઈ ઉત્તર ન આપ્યો અને છત તરફ જોયું. રાજકુમારીએ પ્રસંગ બદલીને કહ્યું–આ બેલી કોણ છે?

લરજાંના મોઢાપર શરમની લાલાશ વીજળીની જેમ ઝબકી ગઈ. એ બોલી–પત્થરોનો એક સોદાગર છે.

રાજકુમારી–મારૂં મન કહે છે કે આ મનુષ્યને તમારે માટે જ બનાવવામાં આવ્યો છે. જરૂર એમ જ છે. અહીંથી જતો હશે, તમે જોઈ લીધો અને પત્થરોનો સોદાગર બની ગયો.

લરજાં–નહિ બહેન, બેલી એવા માણસ નથી. મને એમના પર પૂરેપૂરો ભરોસો છે. તમે એમને જાણતા હોત તો આમ ન કહેત.

રાજકુમારીએ મનમાં ને મનમાં કહ્યું, તમારાથી વધારે જાણું છું. એ સાંભળે તેમ બોલી–એમાં તમારો દોષ નથી. તમારૂં રૂપ જ એવું છે કે જે દેખે તે પાગલ જ બની જાય. આમાં બેલીનો શો દોષ? તમે તો કોઈ રાજાની રાણી થવાને યોગ્ય છો. આ ઝૂંપડામાં રહેવા લાયક નથી.

લરજાં–વાહ! બહુ સુન્દર છું ને! પણ, તમારા પગરખાંની

બરાબરી પણ ન કરી શકું. આમ કહીને રાજકુમારીના પગરખાંના તળીયા તરફ નજર કરી.

આ તરફ રાજકુમારીને એમ થયા કરતું હતું કે હું લરજાં હોત તો! એણે કહ્યું–હું ભવિષ્યવાણી કહું છું કે તમે કોઈ દિવસ રાણી બનશો. તમારા માસ્તર પાસે જલદી જલદી ભણી લ્યો, નહિ તો પછી તકલીફ પડશે.

લરજાંએ ગાલ ફુલાવ્યા અને બોલી–જાઓ, હું તમારી સાથે નથી બોલતી. તમે તો મશ્કરી કરો છો.

રાજકુમારીએ લરજાંના ગાલપર ધીમેથી ટપલી મારતાં કહ્યું–મનમાં તો રાજી, રાજી થાઓ છો, મોઢેથી બોલો છો કે મશ્કરી કરો છો; લગાવું એક ટપલી વધારે!

બંને સખીઓ ખડખડાટ હસી પડી.

કેટલોક વખત પસાર થયા પછી લરજાંએ પૂછયું–રાજા લોકોના મહેલ કેટલા મોટા હોય છે! આ ઝૂંપડા કરતાં તો જરૂર વધારે મોટાં હશે!

રાજકુમારી પહેલાં તો એની સાદાઈ અને ભોળપણ પર હસી, અને પછી બોલી–મહેલ જુઓને તો તો દંગજ થઈ જાઓ. આવા આવા તો હજારો ઝૂંપડાઓ એના આંગણામાં સમાઈ જાય. અને ઓરડાઓ તો એવા એવા સુન્દર ને શણગારેલા હોય છે કે શું વાત કરૂં! દિલ ખુશ થઈ જાય. જમીન પર સુન્દર ગાલીચા હોય, દરવાજા પર મોતીઓના પડદા હોય, અને તે પણ એવા કિંમતી કે શી વાત કરવી? અને વીજળીની બત્તીઓ, વીજળીના પંખા! ધારો કે અત્યારે અંધારૂં છે. તમે બટન દબાવો કે ઓરડામાં ઝગઝગાટ રોશની! બટન દબાવ્યું કે પંખો ચાલવા માંડે! એક એક માણસની તહેનાતમાં, કામ કરવા માટે કેટલાયે માણસો હોય છે. અમારે ત્યાં વીસ માણસો તો ફકત ઓરડા સાફ કરવા માટે જ છે.

રાજકુમારી બોલ્યે જતી હતી, અને લરજાં આશ્ચર્યથી આંખો

ફાડી ફાડીને સાંભળતી જતી હતી. કયારે કયારેક એને સંદેહ થતો હતો કે રાજકુમારી જૂઠું બોલી રહી છે. કયારેક પાછું એમ થતું કે એને જૂઠું શા માટે બોલવું પડે! જ્યારે એને ત્યાં જઈશ ત્યારે આ બધું યાદ કરી કરીને જોઈશ. અગ્યાર વાગી ગયા ને લરજાં સૂઈ ગઈ. પરંતુ રાજકુમારીની આંખોમાં નિદ્રા ન હતી. કુંવરને શોધવા નીકળી હતી તે અહીં આવીને કુંવરને સમૂળગો ગુમાવી બેઠી.

બીજે દિવસે રાજકુમારી જવા માટે તૈયાર થઈ, ત્યારે લરજાં એક બાજુ બેઠી બેઠી છાની છાની રડતી હતી. અને વિચારતી હતી કે–રાજકુમારી જશે! પછવાડે મારૂં શું થશે? રાજકુમારીને કુંવરપર ક્રોધ હતો, લરજાં પર ન હતો. એને પણ એમ થતું હતું કે એ બિચારી ગરીબનો શો દોષ? કુંવરે એને ઘેર આવીને એને દોરી લીધી હતી, એ એની પાસે ગઈ નહોતી.

બપોર નમ્યા પછી મોટર આવી ગઈ. ટ્રંક સિવાય બધો સામાન એમાં રાખી દીધો. રાજકુમારીએ લરજાંને હૈયા સાથે ચાંપી અને દર્દભર્યા અવાજે કહ્યું– બહેન! સાચે સાચું કહું છું કે અહીંથી જવાને જીવ ચાહતો નથી. પરંતુ શું કરૂં! આ વખતે રોકાઈ નથી શકતી. ફરી પાછી આવીશ ત્યારે કેટલાએ દિવસ રહીશ.

લરજાંએ ચુપચાપ રાજકુમારી તરફ જોયું અને ગરદન નમાવી એના મોંમાથી એક શબ્દ પણ ન નીકળ્યો, રાજકુમારીએ કહ્યું– તમે મારી જે ખાતર-બરદાસ કરી છે, એ હંમેશ યાદ રહેશે.

આનો જવાબ પણ લરજાંએ ન આપ્યો. પોતાની મોટી મોટી ચમકતી આંખોથી રાજકુમારી તરફ જોતી રહી.

એટલામાં ડ્રાઇવરે આવી કહ્યું– પધારો સરકાર! મોટર આવી ગઈ છે.

રાજકુમારીએ કિરપિને બોલાવી દસ રૂપિયાની નોટ આપી.

ગામના માણસોમાં પણ કેટલાક રૂપિયા વહેંચ્યા. કોઇને એક, કોઇને બે, ને કેટલાંય નાનાં નાનાં બચ્ચાંઓ ઝૂંપડાની સામે ટોળું વળી ઊભા હતાં, એ બધાયને પૈસા આપ્યા. ત્યાર પછી લરજાંને બગલમાં લઇને ઝૂંપડામાં લઈ ગઈ, ત્યાં જઇને તેણે ટ્રંક ઉઘાડયો, એમાંથી ઘરેણાંનો ડબ્બો કાઢ્યો, અને ઉઘાડીને લરજાંની સામે રાખી દીધો. લરજાં એના મોં સામે જોવા લાગી. મૂગી ભાષામાં પૂછતી ન હોય કે આમ કરવાની તમારી શી મતલબ છે.?

રાજકુમારીએ હસતાં હસતાં કહ્યું– લઇ લ્યો, આ તમારે માટે છે. લરજાં ચોંકી ઊઠી. એ ગરીબ હતી, એને આ ઘરેણાના મૂલ્યની પણ ખબર ન હતી. પણ એટલું તો સમજતી હતી કે આનું મૂલ્ય ઓછું તો ન જ હોય! એણે એ પણ માની લીધું કે આટલા રૂપિયા આખા ગામમાં કોઈની પાસે નહિં હોય! ઘરેણાં બહુ સુંદર છે ને એ પહેરશે ત્યારે જરૂર પરી જેવી લાગશે. આખા ગામની સ્ત્રીઓ ટગરટગર જોયા કરશે, ઇર્ષા કરશે! બેલીને પણ આશ્ચર્ય થશે, અને કહેશે, તું તો રાજકુમારી બની ગઇ. એના ઉત્તરમાં હું શું કહીશ? કાંઈ નહિ કહું! માત્ર થોડું હસી દઈશ, અને કાતર નજરે તેમની તરફ જોઈ લઈશ.

બીજી ક્ષણે તો એના વિચારો બદલાયા. ઘરેણાંના ડબ્બાને બંધ કરીને ટ્રંકમાં રાખી દીધો અને રાજકુમારી તરફ સજળ નેત્રે જોઇને કહ્યું–બહેન! આવી ચીજો તમારા જેવા ધનવાનો માટે છે, અમારા જેવા ગરીબોને આની જરૂર નથી. તમારો પ્રેમ રહે, એટલું જ મારે માટે સર્વસ્વ છે.

રાજકુમારીએ ડબ્બો કાઢીને લરજાંના બિછાના નીચે રાખી દીધો. અને ટ્રંક બંધ કરતાં કહ્યું–જુઓ, જો આ પાછું આપ્યું છે ને તો હું સમજીશ કે તમને મારા પર જરા પણ પ્રેમ નથી.

લરજાંની આંખોમાં કૃતજ્ઞતાના આંસુ આવ્યાં. એ રાજકુમારીને ગળે વળગી પડી અને રડવા લાગી. છતાં એના દિલમાં જે ખુશી

હતી એનું વર્ણન કોણ કરી શકે! રાજકુમારીના હોઠો હસતા હતા, પણ એના અંતરમાં જે અંધકાર પથરાયો હતો, એને કોણ જાણી શકે એમ હતું?

રાજકુમારીએ ડ્રાઈવરને કહ્યું-આ ટ્રંક લઈ જા, અને મોટરમાં મૂકી દે.

ડ્રાઇવરે ટ્રંક ઉપાડયો, અને બહાર ચાલ્યો. એકાએક કુંવર સાહેબ આવીને રાજકુમારીની સામે ઊભા રહ્યા અને કહ્યું-આખું ગામ આપને આશીર્વાદ આપે છે. આપે તો સૌને વશ કરી લીધા છે. અરે! આપ તો તૈયાર પણ થઇ ગયા ને શું?

રાજકુમારીએ કુંવર તરફ જોયું. એની આંખોમાં ફરિયાદના શબ્દોના શબ્દો ભર્યા હતા. બોલી-હા, હવે શું થાય? તમે તો અમારી વાત પણ પૂછી નથી. પોતાના ઝૂંપડામાં જઇને સૂઈ રહ્યા; ને અત્યારે છેક આવ્યા!

આ વાકયોમાં જે કટાક્ષ ભર્યો હતો. તેથી કુંવરનું દિલ ડંખવા લાગ્યું. ધીરેથી બોલ્યા-સરકાર! મને તો કાંઈ ન મળ્યું!

રાજકુમારીનું હૃદય રડતું હતું. છતાં હોઠ પર હાસ્ય લાવીને કહ્યું-સબૂર કરો. તમને એવી સુંદર વસ્તુ મળવાની છે કે તમે રાજી થઈ જશો-નિહાલ થઈ જશો. તમારૂં ભાગ્ય ખીલી નીકળશે.

પરંતુ મોટરમાં બેસી કેટલેક દૂર ગઈ, ત્યારે એની આંખો અશ્રુથી ભરેલી હતી. એને આ હરિયાળા શા પહાડમાં હરીયાળી દેખાતી ન હતી. પહેલાં તો એનું દિલ રોતું હતું, હવે આંખો પણ આશા લઈને આવી હતી, નિરાશા લઇને જતી હતી.

કુંવર અને લરજાં ઝૂંપડામાં ઊભાં ઊભાં વાતો કરત હતાં. ફિરપી પાણી ભરવા ગઈ હતી.

લરજાં-એનો સ્વભાવ બહુજ મીઠો હતો. મને તો એમ થતું હતું કે એને જવા ન દઉં.

કુંવર–રાજાની દીકરી છે, ગામના લોકો એનો યશ ગાય છે. જેને પૂછો એમનાં વખાણુ કરે છે.

લરજાં–તમે પણ ઇનામ માગ્યું હતું. તમારી આ રીત મને સારી નથી લાગી. શું વળ્યું! ચાલી નીકળી. વિના માગ્યે તો મોતીયે મળે છે, માગવાથી ભીખ પણ મળતી નથી. અને તમારે એની જરૂરત પણ કયાં હતી! તમારી પાસે સર્વ કાંઇ છે. ભગવાને બધુંયે તમને આપ્યું છે. તમારે માગવું નહોતું જોઇતું.

કુંવર–સારૂં! મેં તો માંગીને કાંઇ ન મેળવ્યું. તેં તો કાંઇ માંગ્યુ ન હતું, તને શું મળ્યુ એ તો બતાવ!

લરજાં–મને એવી ચીજ મળી છે કે તમો જોઇને દંગ થઈ જશો.

કુંવર–[હસતાં હસતાં] તો મને પણ એવી ચીજ મળી છે કે સાંભળીને તું આશ્ચર્ય પામશે.

લરજાં–બિલકુલ જૂઠું બોલો છો. બતાવો! શું મળ્યું!

કુંવર–પહેલાં તું બતાવ કે તને શું મળ્યું!

લરજાં–મને એવી ચીજ મળી છે કે જે આખા ગામમાં કોઇની પાસે નથી–ન જ હોય.

કુંવર–ત્યારે મને એવી ચીજ મળી છે કે એવી આખી રાજધાનીમાં કોઈની પાસે નહિ હોય.

લરજાં–તદ્દન જૂઠું.

કુંવર–તદ્દન સાચું.

લરજાં–તો દેખાડતા કેમ નથી? અમને પણ ખબર પડે કે તમને કેવાંક હીરા મોતી આપી ગયા છે તે!

કુંવર–પહેલાં તું બતાવ!

લરજાં–પછી તમારે દેખાડવું પડશે. એ કહી દઉં છું, હોં!

કુંવર–જરૂર દેખાડીશું. કેમ નહિ દેખાડીએ!

લરજાંએ ગમ્મત કરતાં કરતાં બચ્ચાંની જેમ કહ્યું–લ્યો, આંખો બંધ કરો જોઇએ. જ્યારે 'ઉઘાડો' કહું ત્યારે જ ઉઘાડજો.

કુંવરે આંખો બંધ કરી લીધી.

લરજાંએ અંદર જઇને ડબ્બો કાઢયો. પછી જમીનપર કપડું બિછાવી બધાં ઘરેણાં એ પર પાથરી દીધાં. ત્યાર પછી કુંવરના ખભાપર ટાપલી મારતાં કહ્યું–લ્યો, હવે આંખો ઉઘાડો અને જુઓ.

કુંવરે આંખો ઉઘાડી તો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. આ શું! રાજકુમારી લરજાંને આટલું બધું આપી ગઈ છે! એણે આટલું બધું નહોતું ધાર્યું? એની કલ્પના હતી કે પચાસ સો રૂપિયા આપી ગઈ હશે. ઘરેણાંનો આખો ડબ્બો આપી જશે એ ખ્યાલ પણ નહોતો આવ્યો. આશ્ચર્યથી કહ્યું–લરજાં! તેં તો રાજકુમારીને લૂંટી લીધા, હજારોનો માલ છે.

લરજાંએ આનંદથી ઘરેણાં જોયા અને કુંવરને કહ્યું–હવે તમે બતાવો! તમને શું આપ્યું?

કુંવર–તો હવે તું પણ આંખો બંધ કર. જ્યારે કહું ત્યારે ઉઘાડજે. જેવી રીતે તેં તારી ચીજ દેખાડી છે, એ રીતે અમે પણ દેખાડીશું, બીજું શું!

લરજાંએ આંખો બંધ કરી લીધી.

કુંવર સાહેબ ધીમે ધીમે દબાયેલે પગલે અંદરના ભાગમાં જઇને અરીસો લઈ આવ્યા, અને એવી રીતે મૂકયો કે એમાં લરજાંનું મુખ બરાબર દેખાય. પછી, એની પછવાડે જઈ ઊભા, અને એના ખભા પર જરા અવાજ કરી કહ્યું–બસ, હવે આંખો ઉઘાડ, અને જો!

લરજાંએ આંખો ઉઘાડી જોયું તો સામે માત્ર એક અરીસો હતો. હસીને બોલી–ક્યાં છે તમારી કિંમતી ચીજ, બતાવો!

કુંવરે આયનામાં એના સુંદર ચહેરા તરફ ઇશારો કરી જણાવ્યું–આ!

લરજાં શરમાઈ ગઈ અને બોલી–ચાલો, હટો તમે તો મજાક કરો છો!

પરંતુ કુંવર સાહેબ જ જાણતા હતા કે આ મજાક ન હતી પણ સત્ય હતું. રાજકુમારી એને જે ચીજ આપી ગયા હતાં તે અમૂલ્ય હતી.

એટલામાં કિરપી પાણીનો ઘડો માથાપર લઈને, ઝૂંપડાની અંદર આવી અને પ્રેમ અને પવિત્રતાનું આ વસન્તપૂર્ણ નાટક અધૂરૂં રહ્યું.

: ૧૪ :

દોઢ મહિનો પસાર થઇ ગયો. કુંવર સાહેબ હજી પણ પુસ્તક લખતા હતા. પહેલાંની જેમ નાળાપરને કિનારે બેસતા અને આખો દિવસ લખતા.

રાજકુમારી ઇન્દ્રાએ એમના માતા પિતાને એ તો કહી દીધું હતું કે કુંવર સાહેબ સાજા–તાજા, તંદુરસ્ત છે, ઇનામ માટે પુસ્તક લખી રહ્યા છે; પરંતુ કુંવર સાહેબના કહેવા પ્રમાણે નહોતું કહ્યું કે ક્યાં છે! એમની એ ઇચ્છા હતી કે એમના આ કામમાં કોઇ દખલ ન કરે; જે રીતે પુસ્તક શરૂ થયું છે તે જ રીતે સમાપ્ત થાય. ઘેર જાય તો એ કંઈ ન બને.

છેવટે પુસ્તક તૈયાર થઇ ગયું, અને છાપવા માટે મુંબઇ રવાના પણ થઈ ગયું. હવે એમને ઠીક પડે તો રહે, ઠીક

પડે તો જાય; ઇનામના નિર્ણયને હજી ત્રણ માસ બાકી હતા. કુંવર સાહેબે વિચાર કર્યો કે ઘેર પાછા ફરવું એ ઉચિત નથી. બધા કહેવા માંડે કે અકડાઈમાં ને અકડાઈમાં ઘેરથી ચાલ્યા ગયા. હવે ઘેર પાછા શા માટે આવ્યા! અને જો ઈનામ મળી જાય તો ભાગ્ય ખૂલી જાય. આખા દેશમાં ચકચાર જામી જશે. અને પછી આપણે પણ કહી શકીએ કે અમારા પગ પર ઊભા રહેવા અમે તૈયાર છીએ. આટલા વખત દરમ્યાન લરજાંને વાંચતા-લખતાં આવડી ગયું હતું. હવે એણે નાના માસ્તર પાસે લેસન કરવું બંધ કર્યું અને કુંવર સાહેબ પાસે ઇંગ્લીશ ભણવા માંડયું હતું. એમને પણ કાંઇ કામ ન હતું એટલે મન દઈ ભણાવતા હતા. લરજાંને પણ ભણવાનો શોખ હતો, એટલે એ પણ મન દઇને ધ્યાનથી ભણવા લાગી. બે-અઢી મહિનામાં તો એને નાનાં નાનાં અંગ્રેજી વાકયો પણ આવડી ગયા. ખાવાનું ખાઓ; પાણી પીઓ; આજ બહુ ટાઢ છે; હું તમારી સાથે નહિ બોલું; કિરપી બહુ સુસ્ત છે; બહુ ધીરે ધીરે કામ કરે છે; આ જુઓ બેલીએ ઉંદરને પકડયો. આવા પ્રકારના વાકયો હરતાં ફરતાં બોલવા લાગી. એની બુદ્ધિ શકિત જોઈને કુંવર સાહેબ અજાયબ થયા. જે પાઠ એક વાર વાંચી લેતી તે કદીય ભૂલતી નહિ.

ત્રીજા પહોરનો વખત હતો. લરજાં પુલના કિનારા પર બેસીને અંગ્રેજી લખવાનો અભ્યાસ કરી રહી હતી, અને થોડે છેટે કુંવર પત્થર પર કાંઈ ઊંડા વિચારમાં બેઠા હતા. એટલામાં લરજાંએ થાકીને નોટબુક પત્થર પર મૂકી દીધી અને કુંવર પાસે આવીને કહ્યું-હું કહું છું કે આ રાજા લોકો ઘણા સુખી હશે!

કુંવર સાહેબને આંચકો લાગવા જેવું થયું, અને બોલ્યા-શું કહ્યું?

લરજાંએ હસતાં હસતાં કહ્યું-મેં કહ્યું આ રાજા લોકો તો ખુબ સુખી હશે!

કુંવર–કેમ! માત્ર એટલા ખાતર કે એની પાસે ધન છે?

લરજાં–ધન–દોલતજ દુનીયામાં સૌથી મોટી વસ્તુ છે ને? જેની પાસે ધન–દોલત હોય તે શું સુખી ન હોયઃ! મને થાય છે કે હું પણ કોઈ રાજાને ત્યાં જન્મી હોત તો!

કુંવર–[ગંભીરતાથી] આ તારી ભૂલ છે. ધનમાં સુખ નથી. એનો સંતોષ પણ નથી. કેટલાયે એવા માણસો છે કે જેની પાસે લાખો રૂપિયા છે. છતાં દિલમાં આનંદ હોતો નથી. કંઇ એવા પણ છે કે જેની પાસે પૈસો નહિ હોવા છતાં આનંદમાં રહે છે. રાજા–મહારાજાના શિરપર તો ઘણી જોખમદારીઓ રહેલી હોય છે; બિચારાઓ પરેશાન હોય છે. એમને સુખી સમજવા,–ગણવા, એ દુનીઆમાં સર્વથી મોટી મૂર્ખતા છે.

લરજાં–[આશ્ચર્યથી] મને તો એમ હતું કે આ માણસો ઘણા સુખી હશે.

કુંવર–બીજા લોકોની જેમ કેટલાક રાજાઓ પણ એવું જીવન જીવે છે કે જે ગુન્હાઓથી ભરપૂર હોય છે, જેમનામાં દયા અને ધર્મનો વિચાર પણ નથી, જેને નેકી શું છે એની ચિન્તા પણ નથી, અને કેટલાક એવા પણ છે કે પોતાના કર્તવ્યને પણ પુરૂં જાણતા નથી હોતા. બોલ, એમના દિલમાં શાંતિ હોય?

લરજાં–આવાઓને તે શાંતિ ક્યાંથી મળે? મને તો લાગે છે કે રાત્રીને વખતે એમને નિદ્રા પણ નહિ આવતી હોય!

કુંવર–અરે! કેટલાક રાજાઓ તો એવા છે કે જેની પાસે જતાંજ આપણે ડરી જઇએ. એમને માત્ર પોતાની જાતનો જ વિચાર હોય છે–અન્યનો નથી હોતો.

લરજાં–આજસુધી હું ભૂલમાં હતી!

કુંવર-એની સરખામણીમાં તો તું દેવી છે! વારૂ! એક વાત કહે તો! રાજકુમારી ઇન્દ્રાને તો તું નહિ ભૂલી હો!

લરજાં–[ માથું હલાવીને ]–જો હું એને ભૂલી જાઉં તો મારે માની લેવું જોઈએ કે હું મનુષ્ય જાત નથી પણ શયતાન છું.

કુંવર–એ પણ સુખી નથી. તે દિવસે તારા નામ પર પત્ર આવ્યો હતો, એ આંસુઓથી ભીંજાયેલો હતો. હવે વિચાર કર ! એની પાસે કઈ વાતની ખોટ છે ! પિતા રાજા છે; સેવા–કામ–કાજ માટે નોકર ચાકર તૈયાર છે; સારામાં સારા કપડા પહેરે છે; જે ઇચ્છા થાય તે મંગાવી શકે છે; જે ચાહે તે ખરીદ કરી શકે છે; આટઆટલું હોવા છતાંયે એનું જીવન આનંદમય નથી. આથી સિદ્ધ નથી થતું કે આનંદ અને શાન્તિ ધનમાં નથી, કોઈ બીજી વસ્તુમાં છે ?

લરજાં–પણ રાજકુમારીને શું દુઃખ છે ! મને તો થાય છે કે ઊડીને તેને મળું, તેને જોઈ આવું. એણે મને એક જ દિવસમાં વશ કરી લીધી છે. એનામાં જરાયે ઘમંડ નથી. એનું રાજ અહીંથી કેટલું દૂર છે ? ચાલો, જઈએ ! મને જોઈને એ ખુશી ખુશી થઈ જશે.

કુંવર–હમણાં નહિ, હજી થોડા દિવસ થોભી જા.

એટલામાં ઉપરથી કોઈ ઊતરતું હોય એમ લાગ્યું. બંનેએ નજર ઊંચી કરી જોયું: એ તાર ઓફીસનો પટાવાળો હતો. કુંવરનું હૃદય ધડકવા લાગ્યું. એણે પોતાના એક કાશ્મીરી મિત્રને કહી રાખ્યું હતું કે ઈનામનું પરિણામ જણાવે. જ્યાં કુંવર રહેતા હતા ત્યાં તાર ઓફીસ ન હતી, દશ ગાઉ દૂર હતી. કુંવર સાહેબે ત્યાં પૈસા ભરી દીધા હતા. આ–ક્ષણ માટે એમણે આ બધી મહેનત કરી હતી. એ જાણવા માટે તેઓ અધીરા હતા. તાર ઓફીસનો માણસ તાર લઈને આવતો હતો. આ કાંઈ પુરસ્કાર નિર્ણયનો તાર ન હતો, એમના ભાગ્ય વિધાતાનું ચક્ર હતું. તેઓ ઊભા થયા. લરજાંએ ગભરાઇને પૂછયું--આ કોણ છે ?

એણે એમ માન્યું કે આ માણસ કુંવર સાહેબને પકડવા આવે છે.

કુંવર સાહેબે લરજાંને ચુપ રહેવાનો ઈશારો કર્યો અને તાર ઓફીસના પટાવાળાને પૂછયું--મારો તાર છે શું! લાવો. પટાવાળાએ કુંવર સાહેબ પાસે આવીને ઝૂકીને સલામ કરી અને તારનું પરબીડિયું અને પહોંચ માટેનો કાગળ એમના હાથમાં મૂકી દીધાં.

કુંવરે તારનું કવર લીધું. પટાવાળા પાસેથી પેન્સીલ લીધી, અને પોતાની સહી કરીને કાગળ પાછો આપ્યો. પટાવાળો ત્યાં જ ઊભો રહ્યો. કુંવરે કહ્યું–જાઓ–!

પટાવાળો એમના રાજપદને જાણતો હતો. એણે મસ્તક નમાવી સલામ કરી અને પાછો ચાલ્યો ગયો. લરજાં દોડતી કુંવર પાસે આવી, એમના ખભા પર હાથ મૂકીને બોલી–શું છે? કુંવર સાહેબે એનો જવાબ ન આપ્યો. કવર ઉઘાડીને તાર વાંચવા લાગ્યા, વાંચતાં વાંચતાં એમનો ચહેરો ખીલી ઊઠયો–હાસ્ય છવાઈ ગયું, આંખો આનંદમાં આવી ગઈ: પરિશ્રમ અફળ નથી ગયો, એમ નક્કી થયું. એમને ઈનામ મળી ચૂકયું હતું. આ વખતે એમની પ્રસન્નતાનો પાર ન હતો. આનંદમાં ઝૂલતા હતા. લરજાંએ એમની છાતીમાં હેતથી ધીમો ધબ્બો માર્યો અને ઉત્સુકતાથી પૂછયું--શું ખબર છે! કહેતા કેમ નથી?

કુંવરે હસીને એની તરફ જોયું, અને એના માથા પર હાથ ફેરવીને જવાબ આપ્યો–કાશ્મીરમાં મારો એક અમીર દોસ્ત રહે છે; એને ત્યાં પુત્ર જન્મ થયો છે. આ આનંદને પ્રસંગે એ જલસો કરવાનો છે, તે મને બોલાવે છે. જવું પડશે.

લરજાંને દિલમાં આનંદ આનંદ થવા માંડયો હોય એમ લાગ્યું, અને કુંવરની તરફ જોઈને બોલી–મને પણ સાથે લઈ ચાલોને! કાશ્મીર જોવા મળશે.

કુંવર સાહેબ એનો અસ્વીકાર ન કરી શક્યા. બોલ્યા–ચાલો, શું વાંધો છે! લઈ જઈશ, બસ!

થોડી વાર પછી તો લરજા હસતી હસતી, એના ઝૂંપડામાં કિરપીને કાશ્મીર જવાની વાતો આનંદથી કહી રહી હતી; કુંવર સાહેબ પોતાના ઝૂંપડામાં બેસીને ભવિષ્યના માર્ગ વિષે વિચાર કરી રહ્યા હતા.

આ બનાવના પંદર દિવસ પછી ૨૫ સપટેંબરે શ્રીનગરમાં મોટો જલસો હતો, જેમાં કુંવરને ઇનામ અપાવાનું હતું. આ અવસર પર કાશ્મીર નરેશે વાઈસરોયને આમંત્રણ આપ્યું હતું, કે જેથી તેઓના હસ્તે કુંવર સાહેબને ઇનામ અપાય. વાઈસરોય બહાદુરે આ આમંત્રણનો સ્વીકાર પણ કરી લીધો હતો. આની સાથે સાથે ભારતવર્ષના અન્ય નાના, મોટા રાજવીઓને પણ આમંત્રણ આપવામાં આવ્યું હતું.

નગરમાં જોરશોરથી આનંદ–ઉત્સવની તૈયારીઓ થઈ રહી હતી. કુંવરના પિતા મહારાજા પૃથ્વીચંદ્ર બહાદુર અને તેના માતા આનંદ અને હર્ષથી ફૂલ્યા સમાતા ન હતા એમનો ખોવાયેલો, ગુમ થયેલો પુત્ર જ માત્ર પાછો નહોતો મળ્યો, પણ સાથે સાથે એમનું નામ પણ ઉજ્જવલ બન્યું હતું. અન્ય રાજા–મહારાજાઓએ ખુશી દર્શાવતા તાર પણ કર્યા હતા. સમાચાર પત્રોએ કુંવર સાહેબના ફોટાઓ છાપ્યા; કેટલાક સમાચાર પત્રોએ તો આ ભવ્ય ઉત્સવ નિમિત્તે ખાસ અંકો પણ કાઢયા. મહારાજા સાહેબ આ બધું જોતા હતા અને આનંદ પામતા હતા. એમને તો એમ જ હતું કે જલદી જલદી ૨૫ સપટેમ્બર આવે અને પોતના રિસાયેલા પુત્રને મનાવી લે. મહારાણીએ આ આનંદમાં હજારો રૂપિયાનું દાન–પૂણ્ય કર્યું અને એક મંદિર બંધાવવું પણ શરૂ કર્યું.

૨૩, સપ્ટેમ્બરે કુંવર સાહેબે કિરપીને કહ્યું–તમે પણ આવોને! પછી કોણ જાણે આવો અવસર આવે કે ન આવે!

ફિરપી જવા માટે તૈયાર ન થઈ. તેણે કહ્યું–સૌ જાઓ તો પછી ઘરની સંભાળ કોણ રાખે? હું નહિ આવું. તમે જાઓ. ના, ભાઈ! હું તો આવવાની નથી.

લરજાંએ કહ્યું–ઘરેણાં લઈ લઉં?

કુંવરે કહ્યું–શી જરૂર છે? અહીંજ રહેવા દેને! જો ચોરીની બીક હોય તો, ફિરપીથી છાના છાનાં જમીનમાં દાટી દે. આવીને કાઢી લેજે.

લરજાંએ એમ જ કર્યું. એ નિશ્ચિંત બની. કુંવરે પણ એક માણસને ભલામણ કરી દીધી કે એના ઝૂંપડા પર એ રોજ સૂએ.

: ૧૫ :

બીજા દિવસની સંધ્યા સમયે તો બંને શ્રીનગરના એક આલીશાન મહેલમાં હતા, અને કાસ્મીરના મહારાજાનો એક દરબારી કુંવર સામે ઊભો રહીને એમના હુકમની રાહ જોઈ રહ્યો હતો. કુંવર સાહેબે કહ્યું–જુઓ! મારી સાથે જે પહાડી કન્યા છે એને માટે પોશાક અને આભૂષણોનો પ્રબન્ધ કરો. કાલે એ દરબારમાં આવશે. દરબારીએ માથું નમાવી જવાબ આપ્યો–બહુ સારૂં, હજુર!

કુંવર–એને એ જાતનો પોશાક પહેરતાં નહિ આવડે, એટલે કોઈ હોશિયાર સ્ત્રીને સાથે લાવજો, એટલે એ એને પોશાક પહેરાવે, અને પોતાની સાથે સાથે દરબારમાં લાવે.

દરબારી–બહુ સારૂં, હજુર!

કુંવર–મારી પાસે પણ એવો કોઈ ઉમદા પોશાક નથી, માટે એનો પણ પ્રબન્ધ કરજો.

દરબારી–બહુ સારૂં, હજુર! થઈ જશે.

કુંવર–એક વાત વધારે. હું આ વખતે કોઈને મળવા ઇચ્છતો નથી, એટલે દરવાનને કહેજો કે ગમે તે આવે તેને કહી દે કે આ

વખતે મળી શકે તેમ નથી.

દરબારીએ મસ્તક નમાવી કહ્યું–બહુ સારૂં, હજુર !

કુંવર–રાજા–મહારાજાઓ આવી ગયા કે હજી આવવાના બાકી છે ?

દરબારી–હજુર, કેટલાક આવી ગયા છે, કેટલાક આવવાના બાકી છે.

કુંવર–સિકંધીરના મહારાજા સાહેબ આવી ગયા કે નહિ ?

દરબારી–હજુર, તેઓ કાલે આવવાના છે !

કુંવર–ને વાઈસરોય બહાદુર ?

દરબારી–તેઓ આવતી કાલે નવ વાગ્યે આવી પહોંચવાના છે, હજુર !

કુંવરે છતના લેમ્પ તરફ જોયું, વિચાર્યું અને પાછું દરબારીને કહ્યું–તમે જઈ શકો છો. સવારે આવજો, અને મારા તરફથી મહારાજા સાહેબને પ્રણામ કહેજો.

દરબારી માથું નમાવી ચાલ્યો ગયો.

સવારે આઠ વાગ્યાના સુમારે લરજા નાહી ધોઈને બહાર આવી ત્યારે તેની નજર સામે કપડાઓનો ઢગલો પડયો હતો. તે એક એક કપડું ઉપાડીને જોતી હતી અને મનમાં ને મનમાં મુંઝાતી હતી. કયું પહેરવું ? કયું ન પહેરવું ? એકથી એક ચઢીઆતું હતું. એના મનને એમ થતું હતું કે બધાય રાખી લઉં, એક પણ પાછું ન આપું. લરજાએ ઘણો વખત સુધી ઉપર નીચે જોયા કર્યું. પરંતુ કશો નિર્ણય કરી શકી નહિ. આખરે મિસ ફિલિપે–જેને એની કમ્પેનિયન નિયુક્ત કરવામાં આવી હતી–તેણે કહ્યું–આપને કોઈ પણ વસ્ત્ર પસંદ પડતું નથી ?

લરજાએ ચોંકીને કહ્યું–મને તો બધાયે પસંદ છે. એક પણ

નાપસંદ નથી. આટલું કહીને પાછી ઉપર નીચે કરી જોવા લાગી.

મિસ ફ્રિલિપે જાણી લીધું કે આનાથી સાડીની પસંદગી થવાની નથી, એટલે તેણે એક સુન્દર સાડી લઇને કહ્યું–મને લાગે છે કે આ વધુ સુન્દર છે અને તે પહેરો. બહુજ સારી ચીજ છે, કેમ!

લરજાંને પસંદગી કરવામાંથી છુટકારો મળી ગયો અને કહ્યું–બહુ સારૂં.

મિસ ફ્રિલિપે એજ જાતનું જમ્પર કાઢયું. લરજાંએ એ પણ લીધું. હવે કપડા પહેરવાનો પ્રશ્ન હતો. લરજાં મિસ ફ્રિલિપના મોઢા સામું જોવા લાગી. એનો ભાવાર્થ એ હતો કે આને પહેરવા કેમ? મિસ ફ્રિલિપે મનમાં જ કહ્યું, કુંવર સાહેબ પણ ઠીક છે! કેવી જંગલી છોકરીને ઉપાડી લાવ્યા છે! એણે લરજાંને કહ્યું–આવો, બીજા ઓરડામાં તમને એ પહેરાવી દઉં.

લરજાં સાથે સાથે બીજા ઓરડામાં ગઇ.

અરધા કલાક પછી એના ચહેરાનો રંગ જ જુદો હતો. કયાં પેલી પહાડી કન્યા! અને કયાં અત્યારની સર્વાંગસુંદર સુંદરી! જોતાં જ આંખો ચમકવા લાગે.

લરજાં અરીસા સામે આવીને ઊભી રહી, તો એને પણ ભ્રમ થયો કે કે આ મારૂં પ્રતિબિમ્બ છે! ના ના, ખરેખર કોઈ અન્ય સુંદરી છે. પરતુ નહિ, એ તો એ જ છે. રજવાડી પોશાક અને ઘરેણાંઓના ઠઠેરા અને ઝગમગાટથી એનો ચહેરો તદ્દન ફરી ગયો હતો. એ આનંદમાં ઝોલા ખાવા લાગી. એના મનમાં એમ જ થયા કર્યું કે અરીસા સામે ઊભી રહીને એ પોતાનું પ્રતિબિમ્બ જોયા જ કરે. અત્યાર સુધી એ ઇન્દ્રાને ખુબસુરત સમજતી હતી. એનો ચહેરો એના મનમાં રમ્યા કરતો હતો; પરંતું, આજે એને અરીસાના પ્રતિબિમ્બ પરથી લાગ્યું કે ઇન્દ્રાનું રૂપ એની પાસે કાંઇ વિસાતમાં નથી. આજે એને પહેલી જ વાર લાગ્યું કે એ પોતે

સ્વરૂપવાન છે, એનામાં લોભાવવાની શક્તિ છે. ઘડીકમાં એ પોતા સામું જુએ, ઘડીકમાં અરીસાના પ્રતિબિમ્બ તરફ જુએ અને હસી પડે.

અચાનક અરીસામાં જોયું તો એને એની પછવાડે કોઈ આવતું હોય એમ લાગ્યું. લરજાંએ ચોંકીને પાછળ જોયું અને ડરીને આવવાવાળાની સામે ઊભી રહી, વિચાર કરતી હતી કે આ કોણ છે? અને અહીં શા માટે આવે છે? બેલીએ તો મને કહ્યું હતું કે અહીં બીજા કોઇ પુરૂષનો પગ તો શું પણ પડછાયો પણ જોવામાં નહિ આવે. આ આદમી બેલીનો અમીર દોસ્ત લાગે છે, જેને ત્યાં આ ઉત્સવ છે. રાજશી ઠાઠ હતો. હાથમાં હીરાની વીંટીઓ,–લરજાનાં પગ ધ્રૂજવા લાગ્યા. એ નહોતી ભાગી શકતી કે નહોતી ઊભી રહી શકતી. શું કરે!

પેલા આવનાર સરદાર જેવા પુરુષે લરજાંના ખભાપર હાથ મૂકયો, અને પોતાનો ચહેરો અરીસામાં જોવા લાગ્યો.

લરજાં જંગલી હરિણીની જેમ ચોંકી પડી. તેણે સરદારનો હાથ પોતાના ખભા પરથી ઝટકો મારીને દૂર કર્યો અને રૂઆબથી કહ્યું–બેલી!

સરદારે લરજાંની હડપચી નીચે પોતાના હાથની એક આંગળી મૂકી તેનું મોં ઊંચું કરતાં કહ્યું–લરજાં!

લરજાં વિવશ બની ગઈ. એ અન્ય કોઇ ન હતું, પોતાનો બેલી જ હતો. પરંતુ ભૂતકાળના બેલી અને આજના બેલીમાં એને જમીન–આસમાન જેટલો તફાવત લાગતો હતો. કયાં એક કામળી ઓઢનારો, ઉઘાડે માથે ફરનારો, પત્થરોનો સોદાગર! અને કયાં આજનો રાજશી પોશાકમાં આભૂષણ ધારણ કરેલો યુવાન બેલી!

બંને ખડખડાટ હસી પડયા; લાંબા વખત સુધી હસ્યા જ કર્યું.

લરજાં બોલી–તમે તો ઓળખી પણ શકાતા નથી! હું એ ભુલાવામાં પડી ગઈ!

કુંવરને પગથી માથા સુધી જોઈ તે આંખો નચાવતી નચાવતી હસી પડી.

કુંવર–શું કરીએ! મારા દોસ્તે જબરજસ્તીથી આ કપડાં પહેરાવી દીધા. કહે છે કે આજ તમારો પણ ઉત્સવ ઉજવવાનો; કેટલી ના પાડી, પણ મારૂં સાંભળ્યું જ નહિ.

લરજાં–મને તો જોતાં જ ઓળખી ગયા હશો!

કુંવર–બિલકુલ નહિ. હું એમ સમજ્યો કે કોઈ રાણી છે, રાણી! ધ્યાનથી જોયું તો તું! શું કહું! ગઈ કાલ સુધી લરજાં હતી, આજ લરજાં રાણી બની ગઈ! બસ! આવા કપડાં જ પહેર્યા કર; જો કિરપી તને ઓળખે તો હું શરત લગાવું!

લરજાં–[શરમાઈને] તમે કિરપીની વાત કરો છો. પણ હું તો ત્યાં સુધી કહું છું કે આખા ગામમાં મને કોઈ પિછાની નહિ શકે.

કુંવર–[હસીને] મને તો હવે તારી સાથે વાત કરતાં પણ બીક લાગે છે.

લરજાં–વાહ! આવ્યા મોટા બીકવાળા! હમણાં તો ઊલટા તમે મને બીવડાવી. આ તમારો મિત્ર શું બહુ મોટો અમીર છે! એટલા બધા કપડા મંગાવીને મારી સામે મુકાવી દીધા કે હું તો મુંઝાઈ જ ગઈ.

કુંવર–[રીસ્ટવોચમાં સમય જોઇને] પરંતુ સાડી તો તેં બહુ જ ઉત્તમ પ્રકારની પસંદ કરી છે. આવી સાડી અન્ય કોઈ પાસે નહિ હોય. બધા મનુષ્યોની નજર તારી તરફ ખેંચાશે. રાણી જ લાગે છે.

લરજાંએ પોતાના બૂટ તરફ નજર કરી અને કહ્યું–મને લાગે છે કે તમારા કપડા પણ કિંમતી અને સુન્દર છે; બધી સ્ત્રીઓ તમારા તરફ જ જોયા કરશે. રાજા લાગો છો, રાજા!

કુંવર–ઈશ્વરના હાથની વાત છે. એ ઈચ્છે તો તું રાણી બની જાય અને હું રાજા. ઈશ્વર ચાહે તે પળમાં કરી શકે છે.

લરજાંએ કહ્યું–આવતી કાલે પાછા આ કપડા પહેરશો ને, ત્યારે પૂછીશ. હાલી નીકળ્યા છો, રાજા બનવા! ઉત્સવ ક્યારે શરૂ થશે?

કુંવર–એક વાગે. અત્યારે તો હજી અગ્યાર જ વાગ્યા છે. બે કલાક હજી બાકી છે. ખાવાનું ખાઈને જવાનું. જે સ્ત્રીએ તને કપડા પહેરાવ્યા છે, એ જ તારી સાથે રહેશે. પણ એની સાથે કોઈ પણ જાતની વાત ન કરવી. જે કંઈ બને તે ચુપચાપ જોયા કરવું અને એની સાથે જ પાછું આવવું. હું તને પાછો અહીં જ મળીશ.

લરજાં–બહુ સારૂં, પણ વાતચીત કરવામાં શું વાંધો!

કુંવર–એ તું નહિ સમજે. હું જાણું છું.

ત્યારપછી કુંવર સાહેબ બહાર ગયા. લરજાં પાછી આરસી સામે, વારંવાર પોતાનો ચહેરો જોવામાં મગ્ન બની ગઈ. એ પોતાના ચહેરાપર જ મુગ્ધ બની ગઈ હતી. પોતે પોતાને જોવામાં એટલી બધી તલ્લીન બની ગઈ હતી કે એક કલાક પસાર થયો તેનું પણ ભાન ન રહ્યું. એટલામાં કુંવર સાહેબ આવ્યા અને અર્થપૂર્ણ ભાવથી હસતાં હસતાં કહ્યું–અરીસામાં જોવા માટે હજી રાત બાકી છે. પેટ ભરીને જોયા જ કરજે. એ અહીંથી કોઈ લઈ જવાનું નથી.

લરજાં શરમથી પાણી પાણી બની ગઈ.

: ૧૬ :

એક વાગ્યે સમારંભ શરૂ થયો. મહારાજાઓ, અમીરો અને નોકરીઆતો, બહાર ગામથી આવેલા નાના નાના તાલુકદારો વગેરેથી દરબાર ખીચોખીચ ભરેલો હતો. સભાપતિ તરીકે વાઇસરોય બિરાજ્યા હતા. કાશ્મીરના મહારાજાએ કુંવર સૂર્યપ્રકાશસિંહજીની ખૂબ ખૂબ પ્રશંસા કરી, અને વધારામાં કહ્યું કે આ ઇનામી નિબંધની યોજના માટે અમારે ત્યાં અગ્યારસો નિબંધો આવ્યા છે. એમાં એવા પણ લેખકોએ લખ્યું છે કે જેઓ ભારતવર્ષમાં જાણીતા છે. આવેલા પુસ્તકોમાં બીજાં પણ ઘણા સારા છે. પરંતુ જે હકીકતો કુંવર

સાહેબના પુસ્તકમાં છે તે અન્ય કોઈ પુસ્તકમાં નથી. અન્યના પુસ્તકોમાં માત્ર પરિચય જ મળે છે, જ્યારે કુંવર સાહેબનું પુસ્તક વાંચતા નજર સામે આબેહૂબ ચિત્ર ખડું થાય છે. આવું જોરદાર, છટાદાર લખાણ કમિટિને અન્ય પુસ્તકમાં દેખાયું નથી; અને એનું કારણ એ છે કે બીજા લેખકોએ કાશ્મીરની સહેલગાહ કરી, ચિત્રો લીધાં, જરૂરી વાતોની નોંધ કરી, અને પછી પુસ્તક લખવા માટે ઘેર ચાલ્યા ગયા. ત્યારે કુંવર સૂર્યપ્રકાશસિંહજીએ પોતાના રાજકીય જીવનનું એક વર્ષ, આ દેશમાં વ્યતિત કર્યું, અને તે પણ ડાક–બંગલામાં કે ગેસ્ટ હાઉસમાં રહીને નહિ પણ ગરીબ પહાડી બનીને. આ વીર નવ યુવક પૂરેપૂરૂં એક વર્ષ ગરીબની પેઠે ઉઘાડે પગે, ઉઘાડે માથે, અને એવા જ પોશાક સાથે, એક સાધારણ કામળી ઓઢીને કાશ્મીરના ગરીબ લોકોના જેવું જીવન ગુજારતા હતા. આ એક વર્ષના ત્રણસો પાંસઠ દિવસનું તર્પણ છે–આટલા લાંબા ગાળાનું અધ્યયન છે. પુસ્તકમાં જીવ પાથરી દીધો છે–[ તાળીઓ ].

સભાપતિ સાહેબ અને સજ્જનો! ગઈકાલ સુધી આ નવયુવક, ગરીબ કપડાભેર હતા, જ્યારે આ સભામાં હાજર રહેવા માટે તે અહીં આવી રહ્યા હતા ત્યારે પણ તેમના શરીર પર એક લાંબો ઝભ્ભો, અને ખભાપર એક સાધારણ કામળી જ હતી. ગઈ કાલ સુધી એના પગમાં પગરખાં ન હતાં. ગઈકાલ સુધી એના માથાપર પાઘડી ન હતી; અને જ્યારે મેં એમને એ પોશાકમાં જોયા ત્યારે હું આનંદ પામ્યો, મને એ બાબતનું અભિમાન આવ્યું. [ તાળીઓ ]

નામદાર પ્રમુખ મહાશય અને અન્ય સજ્જનો! મને અભિમાન એ વાતનું થયું કે નરેન્દ્ર મંડળમાં આવા સાદા, આવી મહેનતને પસંદ કરનારા પણ છે. હું સિકંધીરના મહારાજાને ખુશખબર આપું છું–વધાઈ આપું છું કે એમના પુત્રને આ ઈનામ મળ્યું છે. [ તાળીઓ ] હું મહારાજા સાહેબને અભિનંદન આપું છું કે એમના કુટુંબમાં એક નવયુવકે સાહિત્ય–ક્ષેત્રમાં ઊંચું સ્થાન પ્રાપ્ત કર્યું

છે. [તાળીઓ] હું નામદાર વાયસરોય બહાદુરને જાહેર કરવાની રજા લઉં છું કે બ્રિટિશ એમ્પાયરના એક રાજાએ પોતાની કલમથી ઈનામ મેળવ્યું છે. [તાળીઓ].

નામદાર પ્રમુખ મહાશય અને સજ્જનો! અને આપ સાંભળીને ખુશ થશો કે મેં મારા માણસો દ્વારા કુંવર સૂર્યપ્રકાશસિંહની છબી પહાડી પોશાકમાં પડાવી લીધી છે. એ ફોટો અમારા દરબારની શોભારૂપ બનશે. મને આશા છે કે કુંવર સાહેબ આ કાર્ય બદલ મને ક્ષમા કરશે.

મહારાજા સાહેબનું ભાષણ પૂરું થયું અને તે બેસી ગયા. લરજાં કાંઈ સમજી ન શકી. એણે મિસ ફિલીપને ધીરેથી પૂછ્યું–એમણે શું કહ્યું?

મિસ ફિલીપ–[લરજાંના કાનમાં, બહુજ ધીરેથી] એમણે એક પુસ્તક લખવા માટેના પચાસ હજાર રૂપિયા ઈનામ આપવાની જાહેરાત કરી. અને આ ઈનામ રાજકુમાર જીતી ગયા છે; એટલે એમના વખાણ કરે છે.

આટલું કહીને મિસ ફિલીપ સભા મંડપના મુખ્ય ભાગ તરફ જોવા લાગી, ત્યાં તો લરજાંએ ખભો પકડી હલાવ્યો અને પૂછ્યું– એ રાજકુમાર કોણ છે!

મિસ ફિલીપ–[હસીને ધીરેથી] કુંવર સૂર્યપ્રકાશસિંહજી. મને ખ્યાલ છે ત્યાં સુધી હું જાણું છું કે તમે તેમને ઓળખો છો.

લરજાં–[બેપરવાહીથી] ના ના, હું તો કાંઈ એમને ઓળખતી નથી. ક્યાં બેઠા છે!

મિસ ફિલીપે આંગળીથી પ્લેટફોર્મ તરફ ઇસારાથી બતાવ્યું. લરજાંએ ખુરશીપરથી ઊભા થઈ જોવાની કોશિશ કરી, પણ મિસ ફિલીપનો ઇસારો કોના તરફ છે એ. એ જાણી ન શકી. આ બાજુ મિસ ફિલીપે પણ વધારે પરવાહ ન કરી. એના મનમાં એમ હતું

કે આ બધું જાણે છે.

હવે નામદાર વાયસરોય બહાદુર ઊભા થયા. એમણે કુંવર સાહેબની યોગ્યતા, અને કરેલી મહેનતની પ્રશંસા કરી, અને પચાસ હજારનો ચેક આગળ ધરી કહ્યું–આ કુંવર સાહેબની ભેટ છે. અને આ કામ મને સોંપવામાં આવ્યું છે એ માટે હું ગર્વ લઉં છું. આજનો આ બનાવ મારા જીવનમાં હું કદાપી ભૂલવાનો નથી.

મિસ ફિલીપે લરજાના કાનમાં કહ્યું–હવે કુંવર સૂર્યપ્રકાશસિંહ ઊભા થશે. લરજા ધ્યાનથી જોવા લાગી. એક લાંબો પણ સુદઢ યુવક આગળ આવ્યો. પહેલાં એણે ચેક લીધો અને પછી વાયસરોય બહાદુરને લશ્કરી સલામ ભરી.

આખોએ દરબાર તાળીઓથી ગુંજી ઊઠયો, લરજા પણ તાળીઓ વગાડી રહી હતી.

હવે એ નવયુવક પ્લેટફોર્મ પર ઉભો થયો. એ કંઈ બોલવા જતો હતો. લરજાએ એને જોયો અને હેબતાઈ ગઈ–એ તો એનો બેલી હતો.

લરજાની આંખોમાં ડબલ ચક્કર આવવા લાગ્યા. શું માન્યું હતું, અને શું થયું! એને રાજકુમારી ઇંદ્રાના શબ્દો યાદ આવ્યા, કે આ આદમી તને દગો દઈ રહ્યો છે. એનો સંદેહ ખોટો ન હતો. એ ખરેખર રાજપુત્ર છે! પાછો વિચાર આવ્યો, હું ગરીબ; એ રાજાનો દીકરો! એનું મન મારી સાથે કયાંથી મળે? સંભવ છે કે ચાર દિવસ પછી બહાર કાઢી મૂકે, સુગંધ લઈને ફૂલ ફેંકી દે છે તેમ! અને એ વખતે હું એનું શું બગાડી શકું! લરજાની આંખોમાં આંસુ આવી ગયાં, એણે મને દગો દીધો. મને પહેલેથી એમ જાણવા મળ્યું હત કે આ માણસ જૂઠો છે તો એનો સંગ પણ ન કરત. અરે! એની સાથે એક શબ્દ પણ ન બોલત. એ તો કહેતો હતો કે પત્થરનો સોદાગર છું. જેણે શરૂઆતમાંજ દગો દીધો તે આગળ

જતાં કોણ જાણે શું કરે! જાતજાતના રંગ બતાવે!

કુંવર સાહેબ ભાષણ કરતા હતા. લોકો ધ્યાનથી સાંભળી રહ્યા હતા. એના અનુભવનું બ્યાન ચાલતું હતું અને તે એક નોવેલ સરખું લાગવાથી સૌ કોઈ ધ્યાનથી સાંભળી રહ્યા હતા. આ વાતમાં હવે લરજાંના દિલમાં જરા પણ રસ ન હતો. એ તો એના પોતાના વિચારોમાં જ ડૂબી હતી. એને હવે કયાંય ચેન નહોતું પડતું. આસપાસ શું થાય છે તેનું પણ ભાન ન હતું. એટલે સુધી કે બધું ખલાસ થયું, લોકો ઊભા થયા અને જ્યારે વાઇસરોય બહાદુર અને તેના સ્ટાફના માણસો ચાલ્યા ગયા અને અન્ય મેદની પણ ચાલી ગઈ, તેનો પણ ખ્યાલ ન રહ્યો. લરજાં મિસ ફિલીપ સાથે બહાર આવી. બહાર સેંકડો મોટર અને ગાડીઓ ઊભી હતી; લરજાં પણ મિસ ફિલીપની સાથે મોટરમા બેસી ગઈ અને પોતાને સ્થાને પહોંચી ગઈ.

થોડા વખત પછી તેણે પોતાના કપડા ઉતારીને ખુરશી પર રાખી દીધા અને અરીસામાં જોયું તો અગાઉના જેવું ન લાગ્યું. થોડા વખત પહેલાં જ આ કપડા પહેરીને કેટલી આનંદમાં હતી! લરજાંની આંખોમાં આંસુ આવી ગયાં; પણ આથી એના સંકલ્પમાં ફેર ન પડયો. દરવાન મુખ્ય દરવાજા પર બેઠો હતો. એ બેઠો જ રહ્યો અને લરજાં પાછલે દરવાજેથી બહાર નીકળી ગઈ. આ વખતે એનું દિલ ભારે બની ગયું હતું, એના હૃદય પર જાણે કોઈએ પત્થર મૂકયો હતો!

ત્રણ વાગ્યાને સુમારે તે એક લોરીમાં બેસીને પોતાને ગામ જતી હતી.

: ૧૭ :

ઉત્સવ સમાપ્ત થયો કે તુરતજ કુંવર સાહેબને એમના

દોસ્તોએ ઘેરી લીધા, અને વધાઈ દેવા લાગ્યા. એમાંના કેટલાક એમની સાથે કોલેજમાં ભણતા હતા; કેટલાક એમના રાજ્યના અતિથિ બની ચૂકયા હતા; કેટલાક એવા પણ હતા કે જેમના રાજ્યના કુંવર સાહેબ મહેમાન બની ચૂકયા હતા. સર્વ એક સરખી ઉમરના હતા. હસી હસીને આનંદથી વાતો કરતા હતા; અને એક બીજાની મજાક કરતા હતા, આ બધો આનંદ હોવા છતાં કુંવર સાહેબનું દિલ અહીં ન હતું. એમને તો એમજ હતું કે જેટલું બને તેટલું જલદી લરજાં પાસે જવું જોઈએ. આજ એને બધી જ ખબર પડી ગઈ છે. કોણ જાણે શું વિચાર કરતી હશે! સંભવ છે, નારાજ પણ હોય! મને અંધારામાં શા માટે રાખી! સંભવ, છે રાજી પણ હોય, કે આ તો રાજકુમાર નીકળ્યા! આજે જલદી જઈને મારૂં દિલ એની આગળ ખોલી નાખું, આજ એને સાફ સાફ કહી દઉં કે હું તારી સાથે વિવાહ કરવા ઈચ્છું છું! બોલ! કંઈ વાંધો છે!

પરંતુ દોસ્તો એને છૂટો મૂકતા ન હતા.

કોઇ પૂછતું-અરે! યાર! એક વર્ષ સુધી ઝૂંપડામાં કેમ રહી શકયા? અમે તો એક દિવસ પણ પૂરો ન કરી શકીએ!

કોઈ કહેતું--પચ્ચાસ હજારનું ઈનામ મળવાની આશા હોય તો સર્વ કાંઈ બની શકે છે. મને આપો, હું બે વરસ સુધી ઝૂંપડામાં પડયો રહું! સાધારણ વાત છે.

કોઈ કહેતું-સાંભળ્યું છે કે એક પરીએ એના પર જાદુ કર્યું છે; નહિ તો વળી એ કેદીકનાં ભગત છે!

એક રાજકુમારે કહ્યું-ભાઈ! પેલું કાસ્મીરના મહારાજાએ બનાવ્યું છે, એ ચિત્ર લાવોને જુઓકે આ ભલો માણસ લાંબુ પહેરણ પહેરીને કેવો લાગે છે! અજબ મુખ બન્યું હશે, કેમ ભાઈ!

સૌ ખડખડાટ હસી પડ્યા.

પાછો એક બોલ્યો-પણ એ છોકરી કોણ છે, જેને માટે આપે જોગ લીધો હતો?

બીજો-ગભરાવ છો શા માટે! કોઇ દિવસ દેખાડી દેશે. એક જોગણ છે, જોગણ!

ત્રીજો-ત્યારે આ ઇનામ તો એને મળવું જોઇએ. એના પર આ કુંવર સાહેબનો અધિકાર શાનો! પુસ્તકની લેખિકા તો એ છે, અને ઈનામ આપને મળ્યું.

રાજકુમારે હસીને એ બોલનાર તરફ જોયું, પણ એક શબ્દ પણ બોલ્યા નહિ.

પહેલો-ત્યારે ચાલો, એને કહી આવીએ કે ઇનામ તમારૂં છે! આ તો મોઢું પસવારતા જ રહી જાય. [કેટલોક વખત શાંત રહ્યા પછી] દોસ્તો, મઝા તો આવે! વર્તમાન પત્રોમાં એવું છપાઈને બહાર આવે કે આ નિબંધ લખનાર એક સ્ત્રી છે.

કુંવર-[હસીને] આટલું છતાં તમને તો કાંઈ મળવાનું નથીને! કોઈ એવો ઉપાય વિચારો કે જેથી ઈનામ તને મળે.

બીજો-આને ઇનામ મળે! બે લીંટીઓ લખે છે એમાં ચાર ભૂલો કરે છે.

પહેલો-મને તો લાગે છે કે એની પાસેથી ઝૂંટવી લઇએ! ઝૂંટવાવાળો ગમે તે હોય! ભલેને પછી તે કાળો ચોર હોય!

ત્રીજો-કાળો ચોર બનવા હું તૈયાર છું. [કુંવર સૂર્યપ્રકાશ-સિંહના ખભા પર હાથ રાખીને] કેમ ભાઇ!

કુંવર-[હસીને] મોટી મહેરબાની આપની! આપ મોટી કુરબાની કરી રહ્યા છો. હવે આપ આમ કયાં સુધી ઊભા રહેશો. આખી દુનિયા ચાલી ગઈ, ચાલો જઇએ.

પહેલો-દિલમાં કાંઈક થતું હશે! કયાં જશો! ત્યાં જ ને!

કુંવર--મહારાજા પાસે જઈશ, બીજે કયાં ? અત્યાર સુધી મળ્યો નથી, રાહ જોતા હશે.

બીજો--અરે મારા ભાઈ! હજી સુધી મળ્યા નથી! તમે તો કમાલ કરી! દોડતા જાઓ. એક મિનિટ પણ ન રોકાઓ. [ બીજા તરફ ] ચાલો ભાઇઓ! હવે એમને ન રોકો, નહિ તો—!

ત્રીજો--આજ કોઈ એમના મા બાપને પૂછો! ખુશીમાં ફૂલ્યા સમાતા નહિ હોય! કેમ ભાઈ! પાર્ટી કયારે આપશો! અને સર્વને એક એક પુસ્તક પણ મળવું જોઇએ!

ચોથો–હવે. અત્યારે એમને જવા દો, આ વાતો આપણે પછી કરી લેશું. [ કુંવરને ] કયાં ઊતર્યા છો! ત્યાં આવીને શોધી લેશું.

કુંવર--નિશાત બાગની સડક પર લાલ રંગનો બંગલો છે, ત્યાં.

આટલું કહેતાં કહેતાં તેઓ બહાર ચાલ્યા ગયા. બહાર આવી મોટરમાં બેઠા. અન્ય રાજકુમારો પણ પોતપોતાની મોટરમા બેસીને રસ્તે પડયા.

કુંવરના પિતા મહારાજ પૃથ્વીચંદ્રસિંહ અને એમની રાણી વરની રાહ જોઈ રહ્યા હતા. એટલામાં તો કુંવરે આવીને ચરણમાં મસ્તક નમાવ્યું. મહારાજના આનંદની સીમા ન હતી! એમણે પોતાના પુત્રને જમીન ઉપરથી બેઠો કરી હૈયા સાથે ચાંપ્યો. અને હર્ષમાં રોવા લાગ્યા. આનંદ એટલો બધો હતો કે રડતા પણ હતા અને હસતા પણ હતા. પિતા પછી કુંવરે માતાના ચરણમાં મસ્તક નમાવ્યું. મા તો પુત્રના વિયોગમાં રોઈ રોઇને અરધી બની ગઇ હતી. અત્યારે એ મહારાણી જેવી લાગતી પણ ન હતી. મોંનાં હાડકાં બહાર નીકળી આવ્યા હતાં. આંખો અંદર ઊંડી ઉતરી ગઈ હતી. માનું મુખ જોતાં કુંવર સાહેબને હર્ષ થવો જોઇએ, તેના કરતાં દુ:ખ વધારે થયું. એ માંડ માંડ ઓળખી શકયા. કુંવર સાહેબને આશ્ચર્ય થયું. અને બોલ્યા–તમારો ચહેરો તો સાવ બદલાઈ ગયો! શું બિમાર હતા?

હર્ષાવેશમાં રડવું આવતાં મહારાણીએ કુંવરને પોતાની પાસે સોફાપર બેસાર્યો અને પછી હસતાં હસતાં કહ્યું-બેટા! તારી જ ગેરહાજરીની બિમારી હતી. હવે બચી જવાની!

મહારાજ બોલ્યા-અરે ભાઈ! જીવતાં રહ્યા છે એ જ ઘણું માનને! તારા ગયા પછી એમણે ખાવું-પીવું છોડી દીધું હતું. જ્યારે જુઓ ત્યારે રડતાં જ દેખાય! રાતના નિદ્રાનું નામ નહિ. જ્યારે જુઓ ત્યારે તારો જ વિચાર, તારી જ વાત! અરે! શું કહું તને! મેં એમને કંઈ કંઈ રીતે સમજાવ્યા, પણ એની અસર એમના પર થતી ન હતી. [મહારાણી તરફ જોઈને] હવે હસે છે. આ હાસ્ય પહેલાં ક્યાં છુપાયું હતું?

મહારાણી-[હસીને] આજે તો આવ્યું ને!

કુંવર-હું એમને એકલા જોત તો ઓળખવું કઠિન બનત. હાડકાં નીકળ્યાં છે!

મહારાજ-તું મારાથી નારાજ હતો, એમનાથી તો નહોતો ને! ક્યારેક ક્યારેક એમના પર પત્ર લખ્યો હોત, તો એમની આ દશા ન થાત.

મહારાણી-જાણુંને એટલી નિરાંત તો થાત કે તારી તબિયત તો સારી છે! પરંતુ તેં એક પત્ર પણ ન લખ્યો. મારા દિલમાં ખરાબ ખરાબ વિચારો આવતા હતા, અને વિચાર કરતી હતી કે તને ખાવાનું યે મળતું હશે કે નહિ?

કુંવર-જોઈ લો; હું તો પરદેશમાં ભૂખ્યો રહીને તાજો માજો બની ગયો, અને તમે ઘરમાં રહીને પણ દુબળાં બની ગયાં.

મહારાણી-ચાલરે, જુઠ્ઠા! કહે છે કે તાજો માજો બની ગયો છું! જરા અરીસામાં તારું મોં તો જો, એ અગાઉનું મોં જ રહ્યું નથી.

કુંવર-તમારી નજરમાં હું સદા નાનો જ લાગવાનો. એ તમારો દોષ નથી, માની આંખોનો દોષ છે.

મહારાણી–જ્યારે ઇંદ્રા પાસેથી જાણવા મળ્યું કે તું પુસ્તક લખી રહ્યો છે ત્યારે ચેન પડયું. મને એમ થયા કરતું હતું કે ઊડીને તારી પાસે આવું, અને તને ગળે વળગાડી લઉં ! પણ કોણ જાણે કેમ ! એ બધી વાતો, બધા સમાચાર આપતી હતી પણ તું કયાં છે, એ વાતનો એક અક્ષર પણ મોંમાંથી બહાર કાઢતી ન હતી. મન મારીને બેસી રહી. તું આટલો નિષ્ઠુર છે ! તારામાં માબાપનું દિલ ન આવ્યું ?

મહારાજા–આ રાજમહેલ કરડવા દોડતો હતો ?

કુંવર–જુઓ ! આ ઇનામ જીતી લીધું.

આટલું કહીને તેમણે, ખીસ્સામાંથી ચેક કાઢયો, અને મહારાજાના ચરણોમાં મૂકી દીધો; મહારાજાએ ચેક ઉપાડી લીધો અને કહ્યું–આ ચેક નથી, આપણા રાજ્યનું ગૌરવ છે, આવો કિંમતી બીજો હીરો મારા ખજાનામાં નથી.

કુંવર–[ માથું નમાવીને ] મારી પહેલી કમાણી આપને ભેટ છે.

મહારાજાએ હસીને કુંવરને ચેક પાછો આપ્યો અને કહ્યું–સિકંધીર ચાલ ! ત્યાં તારે માટે એક બીજું ઇનામ તૈયાર છે.

કુંવરે ચમકીને મહારાણી તરફ જેયું અને આંખોથી આંખોને પૂછયું–આ શું કહી રહ્યા છે ?

મહારાણીએ કહ્યું–એમણે દશેરા પરના નાચ–ગાન બંધ કરી દીધાં છે. એટલે આ વખતે એ બધા પૈસા ગરીબો માટે ખરચશે ! ઉત્સવો થશે, પણ નાચ–મુજરા નહિ થાય. [ હસીને ] પૂર્ણભકત બની ગયા છે. અરે ભકત તો શું પણ ભકતરાજ સમજને !

કુંવરની આંખોમાં આંસુ આવી ગયાં, મહારાજાની તરફ શ્રદ્ધાપૂર્ણ આંખોથી જોઇને કહ્યું –આ ઇનામ મેળવવાનો મને જે આનંદ મળ્યો તેમાં આ ખુશખબર સાંભળીને બમણો વધારો થયો છે. મારૂં ઇનામ પચ્ચાસ હજારનો ચેક નહિ=આવા પચ્ચાસ હજાર

આપની પાસેથી લઇ ચૂકયો, ભવિષ્યમાં પણ લઈશ-પણ મારૂં સાચું ઇનામ એ છે કે આપે જાતીય ઉત્સવની મહત્તા સમજી લીધી, અને રાજ્યના નિર્ધનોનો પોકાર સાંભળ્યો. તે દિવસે મારા મુખમાંથી કાંઈ બેહૂદો શબ્દ નીકળી ગયો હોય તો એને માટે હું ક્ષમા માંગું છું. એ મારી ઉદ્ધતાઈ હતી.

આટલું કહેતાં કહેતાં કુંવર સાહેબ પાછા મહારાજને પગે પડી ગયા. મહારાજે પાછા ઉઠાડીને એમને હૈયા સરસા ચાંપીને કહ્યું-મને તારી ઉદ્ધતાઈ પર ગર્વ છે. હું ઇચ્છું છું કે તું સદા આવો જ ઉદ્ધત રહે.

પૃત્ર-પિતાનું આ મિલન, મહારાણી પૂર્ણ શ્રદ્ધાથી જોઇ રહ્યા હતા. આ વખતે એમનું રુવાંડે રુંવાડું હસતું હતું. એમને પૂર્ણ સંતોષ થયો હતો. આજ એને ગુમ થએલો પુત્ર જ નહોતો મળ્યો પણ સાથે સાથે પુત્રના પિતાનો પ્યાર પણ મળ્યો હતો-સ્ત્રી જાત દુનિયામાં સૌથી અધિક જે ઇચ્છે છે તે પ્યાર તેને તેને મળ્યો હતો. આજે એની ઉદાસ આંખો, અબોધ બાળકની જેમ હસી રહી હતી. આજ એનો ફિકાશ ભરેલો પીળો ચહેરો ચંદ્રની જેમ ચમકતો હતો.

મહારાણીએ પુત્રના માથાપરથી કેટલાક રોકડા રૂપિયા ઉતારીને ગરીબોમાં વહેંચ્યા. કોઇ નિરાશ ન રહ્યું. કોઈ ખાલી હાથે પાછું ન ગયું.

કુંવર સાહેબે પોતાના નોકરોને ઈનામ દીધું; સર્વથી હસી હસીને વાતો કરી. ક્ષેમકુશળ પૂછ્યા. ચારે તરફ આનંદની લહેરો લહેરાવા લાગી.

: ૧૮ :

કુંવર સાહેબ ત્યાંથી રવાના થયા ત્યારે રાત્રીના અગીઆર વાગ્યા હતા. દિલમાં ડર હતો કે લરજા બિચારી મરણની હાલતમાં

બેઠી હશે! અને કહેશે કે અત્યારથી જ તમે મારા પ્રત્યે બેપરવાહી શરૂ કરી દીધી, ત્યારે આગળ જતાં કોણ જાણે શુંયે કરશો? વિચાર કર્યો કે કેમ સમજાવું? પણ ત્યાં જઈને જોયું તો ઓરડો ખાલી પડયો હતો. કુંવર સાહેબનું કલેજું થંભી ગયું, એક પછી એક ઓરડા જોયા. પરંતુ લરજાં ક્યાંય જોવામાં ન જ આવી. દરવાનને પૂછયું તો તેણે કહ્યું--સરકાર! અહીંથી તો નથી ગયા. લાગે છે કે પાછળને દરવાજેથી બહાર નીકળી ગયા હશે.

પાછા એ ડ્રેસીંગ રૂમમાં આવ્યા. ત્યાં એક ખૂણામાં લરજાંએ પહેરેલાં કપડાં અને ઘરેણાં એક ખુરશી પર પડયાં હતાં, જે પહેરી એ ફૂલી સમાતી પણ નહોતી. પાસે જ એના શૂઝ પડયા હતા, કુંવર સાહેબ એક પછી એક વસ્તુ જોતા ગયા અને ઠંડા નિસાસા મૂકતા ગયા. ઝાડ તો એમને એમ ઊભું હતું, પણ એની ઉપર બેસવાવાળા પંખીઓ દેખાતાં ન હતાં. કુંવર સાહેબ વિચાર કરતા હતા, ક્યાં ગઈ હશે? એના પોતાના ઝૂંપડા સિવાય એને બીજી કઈ જગ્યા પસંદ છે! જરૂર ત્યાં જ!

કુંવર સાહેબને એમ તો જરૂર લાગ્યું જ હતું કે લરજાં નારાજ થશે અને લડશે પણ ખરી. પરંતુ એમણે નહોતું ધાર્યું કે એ ચાલી જશે! એટલી તો નિરાંત હતી કે એની પાસે કંઈક રોકડ રકમ હતી. કદાચ જરૂર પડે તો કોઈના મોઢા સામું પણ ન જુએ એવી છે. એટલામાં ચારના ડંકા થયા. ચોંકીને કુંવર સાહેબ ઊભા થઈ ગયા. બીજા ઓરડામાં જઈને તેમણે પોતાના પિતાના તથા કાશ્મીરનરેશના નામપર, એમ બે પત્રો લખ્યા અને મેજપર રાખ્યા. ત્યાર પછી દરવાનને બોલાવ્યો અને કહ્યું—એક ચીઠ્ઠી મહારાજા સિકંધારના નામની છે અને બીજી કાશ્મીર નરેશના નામની છે. પ્રાતઃકાળમાં તેમની પાસે પહોંચી જવી જોઇએ ડ્રાઈવરને બોલાવો. મારે અત્યારે જ જવું છે.

થોડા જ વખત પછી તેઓ મોટરમાં બેસી લરજાંના ગામ તરફ

જવા રવાના થયા. આ વખતે એમના ચહેરા પર ચિન્તા અને આનંદ હતાં. આનંદ એટલા માટે કે લરજાં હમણાં જ મળશે; ચિન્તા એટલા માટે કે ત્યાં લરજાં નહિ હોય તો હું તેને કયાં શોધીશ! કયારેક આશામાં દિલનું કમળ ખીલી ઊઠતું હતું; કયારેક નિરાશામાં એ કમળ કરમાઈ જતું હતું. નવ વાગતાં વાગતાં તો તેઓ લરજાંના ઝૂંપડા પાસે આવી પહોંચ્યા.

પરંતુ દરવાજો અંદરથી બંધ હતો. કુંવરે દરવાજો ખખડાવ્યો. અંદરથી અવાજ આવ્યો–કોણ છે?

કુંવર સાહેબની આંખો ચમકવા લાગી–લરજાંનો જ અવાજ હતો. એમના જીવમાં જીવ આવ્યો. રૂવાબભેર જવાબ આપ્યો. હું છું, દરવાજો ઉઘાડ.

લરજાં દરવાજા પાસે આવી, પણ એણે દરવાજો ઉઘાડયો નહિ. જરા ગુસ્સાભર્યા અને રિસાયેલા અવાજે બોલી–કોણ છો આપ? શું ઇચ્છો છો!

કુંવર સાહેબે દરવાજાપર તાલબંધ અવાજ કરતાં કરતાં અને હસતાં હસતાં કહ્યું–અમારી લરજાં રાણી ખોવાઈ ગઈ છે, સાંભળ્યું છે કે તે આ જગ્યાએ છુપાઈ ગઈ છે. અમે એની શોધ માટે આવ્યા છીએ.

લરજાં–અહીં કોઈ રાણી–બાણી નથી, ગરીબનું ઝૂંપડું છે. આપ કોઈ બીજે ઠેકાણે તપાસ કરી લો.

લરંજા અંદર ઘરમાં ચાલી ગઈ. કુંવર સાહેબને આશ્ચર્ય થયું. દરવાજો જોરથી ખખડાવતાં કહ્યું–લરજાં, એ તો હું છું. શું અવાજ નથી ઓળખતી! દરવાજો ઉઘાડ!

લરજાં દરવાજા પાસે આવી અને કહ્યું—ભગવાન જાણે, આપ કોણ છો! હું બેલી સિવાય અન્ય કોઈ પુરુષને ઓળખતી નથી.

કુંવર--અરે! હવે હું આટલો પરાયો બની ગયો! લરજાં!

હું એજ બેલી છું.

હવે કુંવર સાહેબને અવાજ ધ્રૂજતો હતો.

લરજાં—આપ એ નથી. એ તો ગરીબ છે. પત્થરોનો સોદાગર છે. આપ તો રાજકુમાર છો. એ તો ખુલ્લે માથે, ઉઘાડા પગે રહેનાર, ફરનાર હતા. આપનું શરીર તો ઉમદા વસ્ત્રોથી ઢંકાયેલું છે. અને એ તો એમના મિત્રને મળવા ગયા છે. આપ તો પચ્ચાસ હજાર રૂપિયા ઈનામ લઇને આવ્યા છો. આપ એ નથી.

આટલું કહેતાં કહેતાં તો એના શબ્દો હોઠોપર થીજી ગયા અને અવાજ ગળામાં રૂંધાવા લાગ્યો. કુંવર સાહેબે ગળગળા સાદે કહ્યું—લરજાં!

લરજાં—જો તેઓ આવે તો આ દરવાજો એક મિનિટમાં ઉઘાડી નાખું. [ ઠંડો નિસાસો નાખીને ] ભગવાન જાણે તેઓ કયાં ગયા! આ દરવાજો એમને માટે સદા ઉઘાડો છે, પણ અન્ય કોઈ માટે તો નથી જ. અને તે એટલે સુધી કે રાજકુમારને માટે તો નહિ જ.

તે અંદર ચાલી ગઈ. કુંવર સાહેબ મુંઝાયા. જેટલા ઉમંગથી તેઓ આવ્યા હતા, એ બધા પર પાણી ફરી વળ્યું. કેટલોક વખત સુધી તેઓ ત્યાં ઊભા રહ્યા અને કાંઈક વિચાર કરવા લાગ્યા. પછી ત્યાંથી પાછા ફરી મોટરમાં બેસી ગયા. જેમ કોઇ જુગારમાં પોતાની બધીયે મિલ્કત હારીને ઘરે જતો હોય અને વિચાર કરતો હોય કે હજીયે કાંઈ મળી જાય તો લાવીને દાવમાં મૂકી દઉં.

લરજાંએ એમને આ રીતે પાછા જતા જોઇને ઝટ દરવાજો ઉઘાડી નાખ્યો, અને એની પાછળ દોડી. તે ગાડી પાસે પહોંચે તે પહેલાં તો ગાડી રવાના થઇ ગઈ હતી. લરજાં એક પત્થર પર બેસી ગઈ અને ધ્રૂસકે ને ધ્રસકે રડવા લાગી. એ ઇચ્છતી હતી કે એ પાછા ચાલ્યા આવે—ગયો વખત પાછો હાથ આવે, અને એની સાથે કુંવર સાહેબ પણ ફરી પાછા આવે. પરંતુ કુંવર અને સમય

બન્ને ચાલી નીકળ્યા હતા. એ સામે ઊભી જોયા કરતી હતી, છતાં કાંઈ કરી શકતી ન હતી, માત્ર રડતી હતી અને ગાડીની તરફ એકી નજરે જોઈ રહી હતી. થોડા વખત પછી તો ગાડી દેખાતી બંધ થઈ ગઈ. લરજાંને માટે સંસારમાં અંધકાર જ હતો, હવે પ્રકાશ ન હતો. એ ગાડીની સાથે જ એના જીવનનો બધોયે આનંદ ચાલ્યો ગયો હતો.

અચાનક રાતના દસવાગ્યાને સુમારે કોઇએ દરવાજો ખખડાવ્યો. ફિરપી તો સૂઇ ગઈ હતી. પણ લરજાંની આંખમાં નિદ્રા ન હતી. પથારીપર બેઠી બેઠી વિચાર કરતી હતી કે મેં શું કરી નાંખ્યું! ચોંકીને બોલી—કોણ છે!

"તારો બેલી"

લરજાંની નસેનસમાં પ્રસન્નતાનું મોજું ફરી વળ્યું. એ એ જ છે! એણે ઊઠીને દરવાજો ઉઘાડી નાખ્યો અને જોયું, સામે જ એનો બેલી ઊભો હતો. એ જ લાંબું પહેરણ, એ જ કામળી, ઉઘાડા પગ, ઉઘાડું માથું. લરજાંએ એક ક્ષણ પોતાની કાળી મોટી મોટી આશ્ચર્યયુક્ત આંખોથી એની તરફ જોયા કર્યું અને ત્યારપછી દોડીને એને વળગી પડી. આશા અને પ્રેમ ગળે વળગી રડવા લાગ્યાં.

કેટલોક વખત સુધી પ્રેમી અને પ્રેમિકા એ જ રીતે ઊભાં રહ્યાં. ત્યાર પછી અંદર જઇને પથારી પર બેઠાં, અને વાતે વળગ્યાં. કુંવરે પૂછ્યું—તું અત્યાર સુધી સૂતી કેમ નહોતી?

લરજાંએ કુંવરના ઠંડા પગ પર કામળી લપેટતાં કહ્યું—નિદ્રા નહોતી આવતી, મહારાજ!

કુંવર—[ હસીને ] દેવીજીની નિદ્રા આજ ક્યાં ચાલી ગઈ હતી?

લરજાંએ હસીને કુંવર તરફ જોયું અને શરમાઈને જવાબ આપ્યો—દેવીજીની નિદ્રા એક દેવતાજીની શોધમાં ગઈ હતી.

કુંવર--એ વખતે તો કહેતા હતા કે હું જાણતી નથી કે

તમે કોણ છો! ભાગી જાવ અહીંથી!

લરજાં--એ તો કોઈ રાજકુમાર હતો, તમે ન હતા. તમે આવ્યા તો એક મિનિટમાં દરવાજો ઉઘડી ગયોને!

કુંવર--પણ, એ રાજકુમાર તો તારી પૂજા કરે છે; મને લાગે છે કે તારા વિના એનું જીવન નકામું બની જશે.

લરજાંએ તીરછી નજરે કુંવર સાહેબ તરફ જોયું--અને હસીને કહ્યું--ત્યારે એમ કહોને કે આપ એમના તરફથી ભલામણ લઇને આવ્યા છો! કેમ?

કુંવર--જે ઇચ્છામાં આવે તે સમજી લે! બિચારો! આખો દિવસ રડ્યા કર્યો છે. આશા આપે તો જીવી જાય.

લરજાં--નારે ના! મારે માટે તો પત્થરોનો સોદાગર જ સર્વ કાંઈ છે; મારે રાજકુમાર નથી જોઇતો. રાજકુમારનો ભરોસો શો? આજ મારી સાથે પ્યાર કરે, કાલે ભૂલી જાય, અને કોઈ બીજાને શોધી લે, તો મારાથી એને શું થાય! કંઇયે નહિ!

કુવર--આ તારો વહેમ છે. પાંચે આંગળીઓ સરખા નથી હોતી. મહેલની સુખ સાહેબી છોડીને અહીં પડ્યો રહ્યો; એથી એટલું તો માન કે એને તારો કાંઇક ખ્યાલ તો હશે જ ને! બોલ!

લરજાં--એ હું શું જાણું! એમને જ પૂછોને!

કુંવર--એમને તો પૂછી ચૂક્યો. કહે છે કે જો તે નહિ માને તો રાજગાદી છોડી દઈશ! કામળી ઓઢી લે; શરદી લાગશે.

લરજાંએ કાંબળી ઓઢી લીધી અને કહ્યું—આ તો તમે ખરાબ સમાચાર સંભળાવ્યા. પણ મને રાજકુમારોની બીક લાગે છે. તમે જ એક દિવસ કહેલું કે રાજાઓ બેપરવાહ હોય છે.

કુંવર--કેટલી ભોળી છે! મેં એવું ક્યારે કહેલું કે બધા રાજાઓ બેપરવાહ હોય છે? આ એવો માણસ નથી.

લરજાં—[ હસીને ] મોટા મહાત્મા છે, શું !

કુંવરને પણ હસવું આવી ગયું અને કહ્યું—એ તો તું જાતે જોઈ શકશે. હું જાતે વધારે શું કહું! એટલું કહી શકું કે તું એના દિલમાં રહેશે. શી મજાલ કે તને જરાયે કષ્ટ પડે.

લરજાં—પણ એમના મા બાપ માનશે?

કુંવર--એ બધો નિર્ણય થઇ ચૂક્યો છે. તેઓ કહે છે કે અમને કાંઈ વાંધો નથી.

હવે બંને ચુપ રહ્યા. ઝાંખા દીવાની રોશનીમાં બંને એક બીજા તરફ જોતા રહ્યા. આશરે પંદર મિનિટ વીતી ગઈ. લરજાંએ કુંવરની તરફ કરુણાભરી આંખોથી જોયું અને કહ્યું—હું તો સીધી, સાદી ગરીબ કન્યા છું. મને દગો ન દેતા!

આટલું બોલતાં બોલતાં એની આંખોમાં આંસુ ચમકવા લાગ્યાં.

કુંવર સાહેબે એના બંને હાથ પોતાના હાથમાં લઈ પ્રેમથી પૂછ્યું—આજ સુધી તું મને ન ઓળખી શકી?

લરજાંએ મસ્તક નમાવીને ધીરેથી કહ્યું—ઓળખ્યા ન હત, તો આટલી હદ સુધી ન જાત! હવે જોઉં છું કે તમે રાજકુમાર છો. છતાં મારી નજરમાં તો એના એ જ પત્થરોના સોદાગર જ છો.

કુંવર—અને મારી નજરમાં પણ તુ રાજરાણી હોવા છતાંયે, મારી એની એ લરજાં જ છે!

લરજાં હસી.

કુંવર—જ્યારે તેં દરવાજો ન ઉઘાડ્યો ત્યારે મને ખૂબ ગુસ્સો આવ્યો હતો.

લરજાં—અને જ્યારે તમે ચાલ્યા ગયા. ત્યારે મારો જીવ નીકળી જતો હતો, અને વિચાર થયા કરતો હતો કે પાછા નહિ ફરે તો શું કરીશ?

કુંવર સાહેબને હસવું આવ્યું.

લરજાં–કેવા ચાલાક છો ! કાલ કહેતા હતા કે ઘણો સંભવ છે કે પરમાત્મા મને રાજા બનાવી દે, તને રાણી બનાવી દે. મને શી ખબર કે આ બધી નાટકી વાતો છે. ને પહેલેથી જ વિચાર કરીને ઉપજાવી કાઢેલી છે !

કુંવર--લો, પરમાત્માએ આપણું સાંભળ્યું. કેવે સારે મુહૂર્તે પ્રાર્થના થઈ હશે કે માગ્યું તે મળ્યું.

લરજાં--જૂઠું બોલવાની રીત તમારી પાસેથી કોઈ શીખી લે તો શીખવા જેવી છે. મને કેવા કેવા બહાના બતાવ્યા ! અમે તો પત્થરના વેપારી છીએ, સોદાગર છીએ ! હવે બોલો જોઇએ !

કુંવર--પત્થરોનો વેપાર કરવા નીકળ્યો હતો, અહીં આવ્યો તો એક હીરો મળી ગયો.

લરજાંએ હસીને એની તરફ જોયું અને કહ્યું--વાતોમાં કોઈને બનાવવામાં કોઈથી હારવાના નથી. અને આવી વાતોના જોરથી તો તમે પચ્ચાસ હજારનું ઈનામ જીત્યું છે.

કુંવર--અને તને પણ !

લરજાં--તમારી એ વાત સાવ ખોટી છે. તમે મને નથી જીતી લીધી, પરંતુ મેં તમને જીતી લીધા છે !

બંને હસવા લાગ્યા. હવે એમની નજર સામે દૂર દૂર સુધી પ્રકાશપૂર્ણ ભવિષ્ય ફેલાયેલું હતું. અંધકારનું ક્યાંય નામ નિશાન પણ ન હતું.

બીજે દિવસે રાતને વખતે બે પ્રેમીઓનું આ ઝૂંપડું ખાલી પડયું હતું અને કુંવર, લરજાં અને કિરપી રાવળપીંડીના સ્ટેશનપર ગાડીની રાહ જોઈ રહ્યા હતા.

—અને સિકંધીરમાં સ્વાગત અને વિવાહની તૈયારીઓ થઇ રહી હતી.



# બે મિત્રો હતા

: ૧ :

## તાજબહાદુર

હું નિશાળમાં ભણતો હતો તે વખતે મને સૌથી વધારે પ્રેમ મહતાબરાય પર હતો. એના જેવો નેક હોંશિયાર અને મહેનતુ વિદ્યાર્થી અમારા વર્ગમાં બીજો કોઈ ન હતો. એ કદી કોઈ સાથે લડતો કે વઢતો નહિ. ન કોઈની ફરિયાદ કરતો કે ન કોઈ દિવસ નિશાળમાં મોડો આવતો. જૂઠું બોલવાનું તો એ સમજતો જ નહિ. લુચ્ચાઈથી તે હજારો ગાઉ દૂર ભાગતો. અમારા વર્ગમાં એનો નંબર હમેશાં પહેલો જ રહેતો. એના આ ગુણો ને લઈ ને સૌ માસ્તરો પણ એના વખાણ કરતા. સૌને પૂરી ખાત્રી હતી કે ભવિષ્યમાં જરૂર આ છોકરો કોઈ મોટો માણસ થશે. મોટા માણસ થવા માટે જે જે ગુણો હોવા જોઈએ એ સર્વ તેનામાં હતા—એ ગરીબ પણ હતો, એ બિચારાનો બાપ પણ મરણ પામ્યો હતો. મા, અન્યના કપડાં-લત્તાં સીવીને કે કામ કરીને ગુજરાન ચલાવતી હતી, અને એને ભણાવતી હતી.

વૈધવ્ય અને ગરીબીની ભયાનક રાતનાં આ દોહ્યલા દિવસોમાં મહતાબરાય જ માત્ર તેને એક આશા-દિપક સમો હતો, જે દૂર દૂર ટમટમતો દેખાતો હતો. આ જલતો દિપક દેખાવમાં તો સાવ

સાધારણ હતો. પરંતુ એની માની આંખોમાં એનું મૂલ્ય કોહિનૂર જેટલું હતું—બલ્કે એથીયે વિશેષ હતું.

આટલું છતાં મહતાબરાયમાં એક દોષ પણ હતો. એ પોતાના વર્ગમાં બીજા વિદ્યાર્થીઓ સાથે હળતો-મળતો નહિ, પરંતુ દૂર દૂર ભાગતો ફરતો. એનું કારણ એના મનની સ્વાભાવિક નિર્બળતા હોય, એમ પણ બને. વિદ્યાર્થીઓ એમ માનતા કે એ પોતાની હોશિયારીમાં અમને કંઈ ગણતો નથી. અને એથી તેઓ તેના તરફ ઘૃણા ધરાવતા. બધા માસ્તરોનો માનીતો હોવા છતાં પોતાના વર્ગના વિદ્યાર્થીઓને મન એ અછૂત હતો. ગરીબોને પડખે કોણ બેસવા દે? એ જે કોઈની પાસે જઈને બેસતો તે તુરત જ પોતાનું મુખ બીજી તરફ ફેરવી લેતા.

યોગ્યતા અને સજ્જનતાના અપમાનનું આ દૃશ્ય મારાથી જોયું ન ગયું. મેં એની સાથે મિત્રતા કરવા વિચાર કર્યો. અને ક્યારેક ક્યારેક તેને રૂપિયા વગેરેની મદદ કરવા લાગ્યો. કેટલાક મહિના પછી અમે બંને એકબીજાના મિત્ર બની ગયા. નિશાળના સર્વશ્રેષ્ઠ શ્રીમંત અને ગરીબમાં ગરીબ છોકરામાં આ ભાવના પેદા થાય છે, આવો પ્રેમ થઈ શકે છે, એ વિદ્યાર્થીઓ માટે ન મનાય એવી વાત હતી. અમારા બંને વચ્ચેનો મિત્રતાભર્યો પ્રેમ દિવસે દિવસે વધતો જતો હતો. કેટલાક વિદ્યાર્થીઓ એ જોઈ મનમાં ને મનમાં હેરાન થતા હતા. હવે મારી કોઈ પણ વસ્તુ મારી રહી નહોતી. મહતાબરાયને કોઇ પણ ચીજની જરૂર પડતી તો એ પોતાને હાથે ગમે તે ચીજ ઉપાડી લેતો. હું એને કદી રોકતો નહિ. મહતાબરાયનો સમય પણ મારો બન્યો હતો; હું કોઈ વિષયમાં કાચો હોઉં તો તે તુરત જ મને ભણાવી દે. એ પોતાની જાતની જરા પણ પરવા કરતો ન હતો કે આમ દરેક વર્ગમાં કરાવતાં કરાવતાં પોતે નાપાસ ન થઈ જાય! આ જાતનો તો એને વિચાર પણ ન આવતો.

એનું મકાન અમારા મહોલ્લામાં હતું–અને એ મકાન પણ કેવું? એક તૂટેલી પડેલી ઝૂંપડી હતી. એમાં એની મા ખાવાનું રાંધતી, અને એમાં જ એ લખતો વાંચતો. છેલ્લે છેલ્લે એ મારા કહેવાથી મારે ત્યાં આવીને લખતો–વાંચતો, પરંતુ ખાવાને સમયે તો પોતાની ઝૂંપડીમાં પહોંચી જતો અને ત્યાં જ ખાતો. રાત્રે સૂવા માટે પણ ત્યાં જ જતો. મારા પિતા શ્રીમંત હતા એટલે મહતાબરાયને જમાડવાનું ભારે પડે તેમ ન હતું. એને ઘણીવાર કહેવામાં આવ્યુ હતું: 'જમવા માટે ઘેર શા માટે જવું પડે! ભોજન સમયે અહીં જ બેસી જા. અમારે મન તાજબહાદુર અને તું સરખા છો!' પરંતુ મહતાબરાયના આત્માએ આ વાતનો જરાયે સ્વીકાર કર્યો નહિ. એના આવા ઇન્કારોથી અમારા દિલમાં એની તરફનું માન બમણું થયું. એ લક્ષ્મીથી ગરીબ હતો–દિલનો ગરીબ ન લાગ્યો–ન હતો.

: ૨ :

આ રીતે વિદ્યાર્થી–જીવનનાં દશ વર્ષ પસાર થઈ ગયા અને અમે મેટ્રીકની પરીક્ષા પસાર કરી. મહતાબરાય ને ઈનામ પણ મળ્યું, કારણ કે યુનિવર્સિટીના વિદ્યાર્થીઓમાં એનો નંબર પહેલો હતો. મને ઈનામ તો ન મળ્યું પણ હું પ્રથમ શ્રેણીમાં ઉત્તીર્ણ થયો હતો. આ સફળતા મળવાથી અમે બંને આનંદમાં હતા. હું એટલા માટે ખુશ હતો કે મહતાબરાય પહેલે નંબરે પાસ થયો હતો. અને મહતબરાય એટલા માટે આનંદમાં હતો કે હું પ્રથમ શ્રેણીમાં પાસ થયો. વાત તો એમ છે કે મારા જેવા વિદ્યાર્થી માટે પાસ થવું પણ મુશ્કેલ હતું. હવે અમારો પ્રેમ વધી ગયો. મારા માતા પિતા પણ એને પુત્રની જેમ ચાહતા હતા. મારે જ્યારે નૈનીતાલ જવાનું થયું ત્યારે હું ઉદાસ થઈ ગયો. મારા દિલમાં ખટક લાગી કે ત્યાં

એના વિના મારા દિવસો કેમ પસાર થશે! ત્યાં કાંઈ માત્ર ત્રણ-ચાર દિવસ રહેવાનું ન હતું, પરંતુ ખાસા મજાના ત્રણ-ચાર મહિના વિતાવવાના હતા. મારી આંખોમાં આંસુ આવી ગયાં. મારા પિતાજી આ જોઈ ગયા, અને કહ્યું-મહતાબરાયને સાથે લઈ લઈએ. ગરમીના દિવસોમાં અહીં રહીને શું કરશે!

વીજળીનું બટન દબાવવાથી જેમ જોતજોતામાં અંધકારમાં પ્રકાશ ફેલાય છે, તેમ મારા અંધકારમય હૃદયમાં ઉજાસ પથરાઈ ગયો; કરમાયેલું કમળ ખીલી ઊઠ્યું, હું ઝટપટ દોડતો દોડતો એના ઘેર પહોંચ્યો અને કહ્યું--સામાન તૈયાર કરો, કાલે નૈનિતાલ આવવું જ પડશે.

મહતાબરાયે પૂર્ણ પ્યારથી મારી તરફ જોયું, અને હસતા ચહેરે કહ્યું-તમે તમારે જાઓ ને! અમારા નસીબમાં તો લખનૌની ગરમી લખી છે. અમે ક્યાં જઈ શકીએ!

મેં બનાવટી ક્રોધ ધારણ કરી કહ્યું-વાહ! કેમ નહિ આવો! તમને બાંધીને લઈ જઈશ.

મહતાબરાય-અમને ત્યાંથી બશેર પાંચશેર ઠંડી હવા મોકલી આપજો. અને અહીં અમારૂં કામ એટલાથી ચાલશે.

મેં જવાબ આપ્યો--બશેર પાંચશેર હવાથી શું થવાનું હતું! ચાલો ત્યાં ઠંડા હવા પાણી છે. તાજા-માજા બનીને પાછા ફરશો.

મહતાબરાય---તમે સારા-તાજા-માજા થશો એ હું જ થયો એમ માનીશ-જાણે કે હું જ તાજો માજો થઈ ગયો છું.

મેં કહ્યું---ત્યાં એવા સુંદર, મજાના રંગીન દૃશ્યો છે કે તે જોઈને તમારૂં દિલ ખુશખુશ થઈ જશે; તમારો આત્મા નાચવા માંડશે.

મહતાબરાય---ત્યાંના દરેકે દરેક દૃશ્યોના વર્ણન મને લખજો. તમે ત્યાં તમારી આંખોથી જે કાંઈ જોશો, તે તમારી આંખોથી તો અમે અહીં ઘેર બેઠા જોઈ લઈશું.

મેં કહ્યું--આપણા વર્ગના કેટલાયે વિદ્યાર્થીઓ આવે છે, ખૂબ મજા પડશે.

મહતાબરાય—મારે અન્ય કોઇનું શું કામ છે! મારા દિલમાં તો અનેરો આનંદ છે કે તમે જઈ રહ્યા છો.

મેં કહ્યું—અરે! ત્યારે શું તમે નહિ જ આવો! ચોખેચોખ્ખું કહી દો ને! મહતાબરાયે શાંત ભાવથી ઉત્તર આપ્યો—નૈનીતાલ એ તો અમીરો માટેની સહેલગાહ છે. ગરીબો માટે એ ક્યાંથી હોય! અને દુર્ભાગ્યે અમે એ જાતના છીએ કે જેને લોકો ગરીબ કહે છે. નૈનિતાલ તો એ જઈ શકે, જેની પાસે પુષ્કળ પૈસા હોય.

મેં કહ્યું—એ બાબત તમે નિશ્ચિંત રહો, ત્યાં તમારે એક પૈસો પણ ખર્ચવો નહિ પડે. તમે તો તમારે સામાન બાંધીને ગાડીમાં બેસી જાઓ! ત્યાર પછીનું અમે જાણીએ અને અમારૂં કામ.

મહતાબરાયની આંખોમાં આંસુ આવી ગયાં. એણે કહ્યું—ભાઈ! તમારા ઉપકાર તળે પહેલેથી જ દબાયલો છું; હવે વધારે ન દબાવો.

મેં કહ્યું—મને તો લાગે છે કે તમે મને પરાયો માની રહ્યા છો.

મહતાબરાય—એ તો તમે તમારા દિલને પૂછો. મને શું પૂછો છો!

મેં કહ્યું—બહુ સારૂં, પણ તમે નહિ આવો તો હું પણ નથી જવાનો.

મહતાબરાય—અરે! મારા દોસ્ત! તમે તો નારાજ થઈ ગયા! તમે તો ત્યાં મકાન વગેરેની પણ સગવડ કરી લીધી છે ને!

મેં કહ્યું—એમાં તમારે શું! હું મોટી આશા સાથે તમારી પાસે આવ્યો હતો. તમે મારા દિલના ટુકડા ટુકડા કરી નાખ્યા. હું બહાર નીકળી આવ્યો. પાછળથી મહતાબરાયના શબ્દો સંભળાયા—અરે! ભાઈ મારી એક વાત તો સાંભળતા જાઓ. મેં મારી ગરદન તેની તરફ ફેરવીને જરા ક્રોધથી કહ્યું-કહો, કહો શું કહેવા માગો છો?

મહતાબરાય—તમે મારે ખાતર ન રોકાશો. બીમાર પડી જશો.

મેં એને ખીજવવા માટે જવાબ આપ્યો–હું બીમાર પડી જઈશ તેમાં તમારૂં શું જવાનું છે!

તીર આબાદ નિશાન પર લાગ્યું. મહતાબરાયે મારી પાસે આવી મારા ગળાની આસપાસ હાથ વીંટાળી દીધા, અને મને મનાવવા લાગ્યા. પરંતુ મેં તો સાફ સાફ કહી દીધું–તમે જો મારી સાથે નહિ આવો તો હું કદાપી જનાર નથી.

આખરે મહતાબરાયે આવવાનું સ્વીકાર્યું. બીજે દિવસે અમે લખનૌ છોડી રવાના થઈ ગયા. ગરમીના ત્રણ મહિના એવા ખુશ ખુશાલ, આનંદમય પસાર થયા કે આજે પણ એ આનંદ ભુલાતો નથી. આજે એ દિવસો યાદ કરીયે છીએ ત્યારે દિલમાં આનંદના ઓજસ પ્રગટે છે.

આજ એ સોનેરી દિવસો કયાં ચાલ્યા ગયા? પ્યારના રસમાં તરબતર બનેલા, આનંદમાં ડૂબેલા, પરિઓની કથા જેવા, સ્વપ્ન–સંગીત જેવા, એ બધા દિવસો યાદ કરીએ છીએ ત્યારે નિર્દોષ ભાઈ–બ્હેનનો પ્યાર યાદ આવી જાય છે. નરી નિખાલસતા.

: ૩ :

અફસોસ! ખરેખર અફસોસની વાત છે કે આ આનંદના ત્રણ મહિના અમારા જીવનના છેલ્લા ત્રણ મહિના હતા. ત્યાર પછી અમને બંનેને સુખનો એક દિવસ પણ મળ્યો નથી.

મને એ દિવસ બરોબર રીતે યાદ છે કે જ્યારે અમે બંને દોસ્ત "જ્યુબીલિ કોલેજ"માં દાખલ થયા હતા. એ દિવસ મારા યૌવનમાં આનંદનો હતો, પ્રસન્નતાના પ્રકાશથી ભરેલો હતો. મારી નજર સામે ભવિષ્યનો એ માર્ગ ખુલ્લો હતો કે જેનાપર સફળતાના ફૂલ ખીલતાં હતાં, અને પ્રેમનો દીપક ઝળહળતો હતો. પરંતુ જ્યારે હું ઘેર પાછો આવ્યો ત્યારે મારા દિલમાં આશાની જગ્યાએ ઇર્ષાનું વિષ ભર્યું હતું, મારૂં ભવિષ્ય સાંજના ઘેરાયેલા વાદળ સમાન શ્યામ

અને અનિશ્ચિત હતું.

—અને એનું એક માત્ર કારણ એક સુંદર યુવતી હતી. રૂપરાણી એ દિવસોમાં કૉલેજમાં દાખલ થઈ હતી. આ યુવતી એ કૉલેજમાં દાખલ ન થઈ હોત તો!—એણે એક જ ક્ષણમાં મારા દિલનો આનંદ છીનવી લીધો. હું ઇચ્છતો હતો કે હું એને જોતો જ રહું—એને જોયા જ કરૂં, એ મારી નજરથી દૂર ન થાય.

મારૂં પાલન-પોષણ ગર્ભશ્રીમંત ઘરમાં થયું છે. સદા હું સુંદર સ્ત્રીઓને જ મળતો રહ્યો છું; સુંદર સ્ત્રીઓના સહવાસમાં જ આવ્યો છું. મેં આજકાલના સારા સારા સીને-ચિત્રો જોયા છે; પરંતુ એ યુવતી સરખું રૂપ, અને રૂપનાં જાદુ કયાં ય જોયા નથી. અને એણે જ્યારે પહેલ વહેલું એની મોટી, પણ પ્રેમાળ આંખોથી મારી તરફ જોયું ત્યારે મને લાગ્યું કે એક જ ક્ષણમાં મેં હજારો બ્રહ્માંડ જોયા. એ બ્રહ્માંડોની સામે હું કોઈ વિસાતમાં ન હતો, મારા ધન દૌલતનું મને કાંઈ મૂલ્ય ન લાગ્યું.

રૂપરાણીએ તો મારો જરા સરખો વિચાર પણ કર્યો હોય એમ મને લાગ્યું નહિ. ત્યાર પછી એણે મારી તરફ એક પણ વખત, આડી નજરે પણ જોયું નથી. એનું બધું યે ધ્યાન મહતાબની તરફ હતું. એ અને બીજી કેટલીક વિદ્યાર્થીનીઓ પાછળના બેન્ચપર બેઠી હતી. હું અને મહેતાબરાય પડખે પડખે આગળના બેન્ચપર બેઠા હતા. મેં અનેક બહાના કાઢીને પાછળની તરફ નજર કરી, અને જેટજેટલીવાર મેં પાછળ વળી જોયું ત્યારે ત્યારે તેની નજર મહતાબરાય તરફ જ હતી. એ એને જ જોઈ રહી હતી. એક વખત તો પોતાની પડખે બેઠેલી સખી સાથે, મહતાબરાય તરફ અંગુલિનિર્દેષ કરીને કાંઈક વાત પણ કરતી હતી. મને એમ લાગે છે કે એણે એમ કહ્યું હોય કે આ યુવાન—આ વિદ્યાર્થી આખીએ યુનિવર્સિટીમાં પ્રથમ રહ્યો છે—અને જરૂર તે એમ જ કહેતી હશે. બીજું એવું કાંઈ કહેવાનો સંભવ નથી. અને એક વાર તો એટલે

સુધી બન્યું કે મહતાબરાયે પાછલી હારના વિદ્યાર્થી સાથે વાત કરવા ગરદન ફેરવી તો રૂપરાણી અને તેની આંખો પણ મળી ગઈ.

રૂપરાણીએ મસ્તક નમાવી લીધું. નજર નીચી કરી લીધી. મહતાબરાયનો ચહેરો લાલ થઈ ગયો, અને બીજી બાજુ મારા દિલમાં આગ લાગી ગઈ. એ વખતે હું અને મહતાબરાય એક જ બેન્ચ પર તદ્દન પાસે પાસે બેઠા હતા. અમારા બેની વચમાં ત્રીજી વસ્તુ ન હતી. છતાં અમારા બંને વચ્ચે વૈરનો પાર ન હતો. જાણે વૈરનો સાગર ઘૂઘવતો હતો.

આજે મને પહેલી જ વખત અનુભવ થયો કે બે મિત્રોના પ્રેમની વચ્ચે કોઇ સુન્દર બેનમૂન સ્ત્રી આવી ને ઉપસ્થિત થાય ત્યારે બંને કેટલા દૂર દૂર થઈ જાય છે. ત્યારે મને કોઇએ આવીને એમ કહ્યું હોત કે મહતાબરાય કોઈ બીજી કોલેજમાં ભણવા જવાની ઇચ્છા રાખે છે તો એ સાંભળીને હું ખુશીનો માર્યો પાગલ બની જાત. અગર મને એ દિવસે કોઈ એમ કહેત કે તમારા માતા પિતાની બધી સમ્પતિ આપીને યુનિવર્સિટીમાં પહેલા રહી શકો છો! તો એ તમામ ધન-દૌલત એજ વખતે આંખો મીંચીને ન્યોછાવર કરી દેત; અને એ માગણી જરૂર કબૂલ કરત, અને રૂપરાણીના પ્રેમપાત્ર બનવા માટે સર્વસ્વ કુરબાન કરત. પરંતુ અફસોસ! એ મારા હાથની વાત ન હતી. હું કોઈ પણ રીતે મહતાબરાય બની શકતો ન હતો–અને એ મારા દિલની ખટક હતી.

: ૪ :

## મહતાબરાય

હું કેટલો બધો ખરાબ છું કે મારા મિત્રને જ હેરાન કરી રહ્યો છું. જો હું કોલેજમાં દાખલ જ ન થયો તો આ બધું કાંઈ બનવા જ ન પામત. એ મને કેટકેટલો ચાહતો હતો, મને જોતાં જ એનાં

ખુશનુમા ચહેરા પર આનંદની રેખાઓ પથરાઈ જતી. ગરમીના દિવસોમાં એ મને ખુબ જ પ્રેમથી પોતાની સાથે નૈનિતાલ લઈ ગયો. અને જ્યારે મેં એની સાથે જવા માટે ના પાડી ત્યારે એ કેટલો બધો ઉદાસ થઈ ગયો હતો ! અને આજ મારૂં મુખ જોતાં એને દુઃખ થાય છે. મને જોતાં જ એ એની નજર મારા તરફથી તરત ખેચી લે છે. પહેલાં તો દિવસમાં કેટલીયે વખત એ મારે ત્યાં આવ્યા કરતો અને હવે તો દિવસ પર દિવસ ને મહિનાઓ પસાર થયા પણ દર્શન જ થતાં નથી.

ગઇ કાલે જ માએ પૂછયું હતું કે તારી અને તાજની વચ્ચે ઝગડો તો નથી થયો ને ? નથી એ આપણે ત્યાં આવતો કે નથી તું એને ત્યાં જતો ! આ કંઈ પ્રશ્ન ન હતો, મારા હૃદય પર હથોડાના ઘા હતા. શું જવાબ દઉં ? નીચું જ જોઈ રહ્યો. આનું કારણ રૂપરાણી જ છે. એ જો મને ન ચાહે તો તાજ મારાથી રૂઠે નહિ. તાજ મહતાબનો જ રહે.

પરંતુ એમાં મારો શો દોષ ! એને મેં ઘણીવાર કહી દીધું છે કે મારો વિચાર માત્ર છોડી દો. મારો ખ્યાલ સરખો ન કરો; પરંતુ તે કહે છે કે એને માટે મરવું સહેલું છે, પણ મારો ખ્યાલ છોડવો, મારો વિચાર ન કરવો એ અઘરૂં છે. એ સહેલું નથી. મેં એને સાફ સાફ કહી દીધું કે હું ગરીબ માનો પુત્ર છું. ત્યારે તે ઘણા હેતથી જવાબ આપે છે કે મારે ગરીબ જ જોઇએ છે ! શું કરૂં ! કોઇ ઉપાય મારી નજરમાં આવતો નથી. કોઈ રસ્તો પણ નીકળતો કે સૂઝતો નથી. રૂપરાણી કહે છે — પરણું તો તમને જ પરણું. નહિતર આખી ઉમર કુમારી જીવન વિતાવીશ.

તાજ તો એમ જ સમજે છે કે રૂપને મેં એની પાસેથી છીનવી લીધી છે. પરંતુ, સાચી વાત તો એ છે કે એણે જ તાજને મારી પાસેથી છીનવી લીધો છે. કયારેક કયારેક વિચાર આવે છે કે રૂપરાણીને કહી દઉં કે તારો અને મારો વિવાહ એ અસંભવ

વસ્તુ છે. ક્યારેક ક્યારેક એ પણ વિચાર કરું છું કે એને કહી દઉં કે મારા વિવાહની બાબતમાં તો અગાઉથી બધો પ્રબંધ થઈ ગયો છે. પરંતુ ભગવાન જાણે, જ્યારે એ મારી નજર સામે આવે છે ત્યારે મારી વાચા બંધ થઈ જાય છે, કરેલા બધા ઇરાદાઓ, વિચારો ભૂલી જાઉં છું. અને મોઢામાંથી એક શબ્દ પણ નીકળતો નથી.

અને ક્યારેક ક્યારેક તો એમ લાગે છે કે કદાચ હું એને એવી વાત કહું અને એ આત્મહત્યા કરી બેસે તો! આ વિચારથી હું ધ્રૂજી ઊઠું છું.

હું પોતે પણ એમ માનું છું કે હું એને લાયક નથી. એણે કોઈ અમીરની સાથે પરણવું જોઈએ. શું એનો સુન્દર બેનમૂન ચહેરો! શા એના રૂપ-રંગ! એની વિદ્યા પણ એને યોગ્ય છે. એ એનું જીવન અને જીવનની આશાઓ મારા જેવા દરિદ્ર-નારાયણ સાથે બાંધી દે! એને લાયકનું મારી પાસે ઘર પણ નથી. હા, જરૂર! તાજબહાદુર એને માટે દરેક રીતે સુયોગ્ય છે. એની સાથે લગ્નગ્રંથીથી જોડાય તો એ બંનેના નસીબ ખીલી ઊઠે! રાજ-સિંહાસન પર બેઠાનું સુખ મળશે, કોઈ પણ ચીજની ખોટ ન રહે. રહેવાને મહેલો, ફૂલોની સેજ, હવા પણ સુગંધી મળે. મારા જેવા તો એનું પાણી ભરે પાણી! એ ઘણો સમજદાર છે; છતાં એના સમજવામાં મારી વાત કેમ નથી આવતી? આંખો છે છતાં દેખતી નથી; કાન છે છતાં સાંભળતી નથી. હું જન્મનો ગરીબ છું. એ મારો અસ્વીકાર કરી શકે છે, પણ કેમ નથી કરતી? ભાઈ, તાજબહાદુર! તું ભાગ્યવાન હોવા છતાં પણ કેટલો અભાગી છે! તું ધનવાન હોવા છતાં યે કેટલો નિર્ધન છે!

એક દિવસ અમે બંને સીનેમા જોવા ગયા. તે દિવસે રૂપરાણી ખૂબ ખુશમિજાજમાં હતી. એના પગ ભૂમિપર ટકતા ન હતા. વાત વાતમાં એ આનંદિત દેખાતી હતી. એનામાં વિજયભાવ દેખાતો

હતો. સીનેમા હોલમાં પહોંચ્યા ત્યારે ખેલ શરૂ થવાને માત્ર પંદર જ મિનિટ બાકી હતી. અમે બંને ખુરશી પર બેઠા અને વાતે વળગ્યાં. મેં તો છૂટથી પુછ્યું—આજ કંઇ બહુ ખુશમિજાજમાં દેખાઓ છો! શું બાબત છે!

મુખને રૂમાલથી લૂછતાં રૂપરાણીએ કહ્યું—મને સીનેમા જોવા ખૂબ ગમે છે.

મેં પૂછ્યું—ના ના! સાચે સાચું કહોને!

જ્યારે અમે અંદર આવ્યા ત્યારે એક યુવક તરફ મારૂં ધ્યાન ખેંચીને તેણે મને કહ્યું હતું કે આજ જરૂર વરસાદ થશે—શિવનારાયણ મિત્ર જોવા આવ્યા છે. અને આપણને બંનેને સાથે જોઈને તેનું દિલ બળીને ખાખ થઇ જવાનું.

મેં આડી નજરે શિવનારાયણ તરફ જોઈ લીધું. અને પછી રૂપરાણીને કહ્યું—આડી અવળી વાતો કરીને મને બનાવવાનો ઠીક પ્રયત્ન કરો છો! સાચું કહો, શું છે? મારા દિલમાં અવનવા અનેક વિચારોની પરંપરા ચાલી રહી છે.

રૂપરાણીએ દરવાજા તરફ જોઈને કહ્યું—અરે! લ્યો, આ શ્રીવાસ્તવ પણ આવી ગયા. એને તો ખેલ જોયા વિના ખોરાક પણ હજમ થતો નથી. પરંતુ સકસેના કયાં છે! તેના વિના એને ખેલમાં શું ધૂળની મઝા પડવાની છે!

એટલામાં તો શ્રીવાસ્તવે અમને બંને ને જોઈને હાથ ઊંચો કર્યો અને "ગુડઈવનિંગ" કહ્યું. અમે પણ હસતા મુખે જવાબ દીધો. રૂપરાણી એની તરફ જોઈને બોલી—આજ તો એકલા જ કે?

મેં આસ્તેથી રૂપરાણીના પગના પંજાપર મારા પગનો પંજો દબાવતાં કહ્યું—કહો તો ખરા કે આ બધી શું બાબત છે!

રૂપરાણીએ મારા પગને હડસેલો માર્યો અને પોતાનો પગ ખેંચી લીધો. અને પગને ઊંચો લઇ, પંજાને હાથથી પંપાળતાં

બોલી—ચાલો, દૂર ખસો! મારા પગમાં દુખવા લાગ્યું. પુરુષ, ભણેલ ગણેલ હોવા છતાંયે મૂર્ખ જ હોય છે.

મેં કહ્યું—હવે વધારે ન બોલશો. નહિતર બીજો પગ પણ જખ્મી થઈ જશે.

રૂપરાણી—સારૂં! મોટા આવ્યા બીજો પગ જખ્મી કરવા વાળા! ન જોયા હોય તો! રાડારાડ કરી મૂકીશ તો હમણાં જ મેનેજર આવીને પોલીસને હવાલે કરી દેશે. આવી મજાક ભૂલી જશો.

મેં કહ્યું—હું એમ કહીશ કે પ્રથમ એણે જ મને ચૂંટી ખણી હતી.

રૂપરાણી—જૂઠું બોલતા શરમાશો નહિ?

મેં હસતાં હસતાં કહ્યું—હિંમત હોય ત્યાં શરમ ન રહે.

રૂપરાણી ખડખડાટ હસી પડી અને પોતાના કાંડાની ઘડીઆળમાં જોઈને બોલી-લ્યો, હવે ખેલ જોવા માટે તૈયાર થઇ જાવ, નહિતર પછી પૂછવાનો વખત આવશે કે શું શું આવી ગયું.

મેં એ પ્રશ્નનો જવાબ ન આપ્યો, પરંતુ વાતને લંબાવવા બીજો જ પ્રશ્ન કર્યો-આજ શું નવાજૂની છે, એ તો કહો!

રૂપરાણીએ છતના પંખા તરફ ઊંચી નજર કરી અને કહ્યું.—પછી કહીશ.

મેં પૂછયું-ત્યારે તો કંઇ ખાસ વાત લાગે છે.

રૂપરાણી-અરે! સાંભળીને ખુશ થઇ જશો.

મેં કહ્યું-એવી વાત છે!

રૂપરાણી-અરે સાંભળીને ચમકી જશો. જમીન પર પગ નહિ ટકે.

મેં કહ્યું-હમણાં કેમ કહેતા નથી!

રૂપરાણી-જો, એ વાત હું હમણાં કહું તો ખેલની બધી મજા ઊડી જાય.

મેં કહ્યું–અરધી મજા તો હમણાંથી જ ઊડી ગઇ લાગે છે, લોકો ખેલ જોવામાં આનંદ માનશે, ત્યારે મારે એ વાતના વિચારમાં ઘોડાપર સવાર થઈને ફરવું પડશે. રૂપરાણી જરા મારી તરફ નમીને કહેવા લાગી–આજે તાજબહાદુરના પિતા આવ્યા હતા. પિતાજીએ સાફ સાફ શબ્દોમાં ઇન્કાર કરી દીધો.

કહેવાયેલા શબ્દો સરળ ન હતા, પણ કહેવાની મતલબ સ્પષ્ટ સમજાતી હતી. મારૂં દિલ વધારે જોરથી ધડકવા લાગ્યું. છતાંયે મેં અજાણ્યા બનીને પૂછ્યું–શેનો ઇન્કાર કર્યો ?

રૂપરાણીએ શરમને લીધે ગરદન ઝુકાવી અને પોતાના ડાબા હાથથી રેશમી રૂમાલ જમણા હાથપર ઘસવા લાગી. અને ઘસતાં ઘસતાં તૂટક તૂટક શબ્દોમાં કહ્યું–તાજબહાદુરને માટે વાત કરતા હતા. પિતાજીએ જવાબ દીધો કે હું તો ગરીબ આદમી છું; આપનો અને મારો મેળ ન મળે. આ સાંભળી તે નિરાશ થઇ ચાલ્યા ગયા. ચાલો, એ ચિન્તા તો દૂર થઈ. પૈસાનો માર બહુ ખરાબ ગણાય છે.

હું તો ચુપચાપ બેસી જ રહ્યો. આ વખતે મારામાં હાલવા–ચાલવાની કે જવાબ દેવાની પણ શકિત ન હતી.

રૂપરાણીએ પોતાની વાત ચાલુ રાખતાં કહ્યું–જ્યારે તાજબહાદુરના પિતા ચાલ્યા ગયા ત્યારે પિતાજીએ માતાજીને કહ્યું–રૂપ તો મહતાબરાયને ચાહે છે, તાજબહાદુર સાથે એનો વિવાહ કરૂં તો એનું આખુંયે જીવન બરબાદ થઈ જાય ને ! હું પૈસો નહિ જોઉં ! પેલો છોકરો શાણો અને સમજદાર છે. પોતાને માટે અને આપણી રૂપ માટે પૈસા કમાઈ લેશે.

આટલું કહીને રૂપરાણી ચુપ બની ગઈ. થોડા વખત પછી તેણે મારા તરફ વિજયભર્યા ભાવે જોયું અને કહ્યું–કેવા સુંદર સમાચાર છે, બોલો !

બત્તી બુઝાઈ ગઈ અને ખેલ શરૂ થયો. પરંતુ મારૂં ધ્યાન

ખેલમાં ન હતું. હું તો કંઈક બીજા જ વિચાર કરી રહ્યો હતો.

બીજે દિવસે કોલેજમાં જ્યારે તાજબહાદુરને મેં જોયો ત્યારે મારા દિલમાં કારી ઘા લાગ્યા જેવું થયું. નિરાશા અને વિવશતાભર્યું આવું મુખ મેં આ પહેલા કદી પણ જોયું નથી. એ હોઠ ખીલેલા ન હતા; એ આંખોમાં હાસ્ય ન હતું, જાણે ફૂલ કરમાઇ ગયું; બત્તી બુઝાઇ ગઇ. કોલેજમાં રહ્યો ત્યાં સુધી એણે મારા તરફ જોયું પણ નહિ. નિરાશાએ સાહસની ગરદન પીસી નાખી હતી. હવે એનામાં જીવનનો જરા પણ સ્પર્શ દેખાતો ન હતો. મને એની આવી હાલતપર દયા આવી-આવી ગઈ. વિજયના તો હજારો પ્રતિસ્પર્ધી હોય છે-બને છે; પરંતુ હારેલા તરફ કોણ કઠણ હૃદયથી જોશે ? મેં મન સાથે વિચાર કરી લીધો કે રૂપરાણીનો વિચાર સરખો પણ નહિ કરૂં; એને સાફ શબ્દોમાં કહી દઈશ કે હું તને જરા પણ ચાહતો નથી. મારો પ્રેમ તારા પ્રત્યે નથી. એની સાથે બોલવાનું પણ બંધ કરી દઈશ. એ મારી તરફ જોશે તો હું મારૂં મોં ફેરવી લઈશ. એટલે તેણી આપોઆપ મારા પ્રત્યેનો પ્રેમ છોડી દેશે. અને એટલું પણ ચોક્કસ છે કે જે આનંદ જીતીને હારવામાં છે, એ આનંદ જીતીને જીતવામાં તો નહિ જ ને ?

: ૬ :

## રૂપરાણી

ખરેખર બંનેમાં બહુજ અન્તર દેખાવા લાગ્યું. તાજબહાદુર મારી તરફ જુએ છે તો, એવું લાગે છે કે જાણે મારી તરફ આગના ભડકા આવતા દેખાય છે, જે પોતે સળગી રહી છે અને અન્યને પણ સળગાવે છે. અને મહતાબરાય મારી તરફ જુએ છે ત્યારે એવું લાગે છે કે એ દેખાતી આંખો, આંખો નહિ પણ પ્રેમરસના એ છલોછલ ભરેલાં પ્યાલાં છે, જેને જોતાં દિલમાં ટાઢક થાય છે,

એકમાં પશુતા, ત્યારે બીજામાં દેખાય છે માનવતા. એકમાં પ્રેમ છે, બીજામાં સ્વાર્થ.

આટલું છતાંએ તાજ બહાદુર મહતાબરાય કરતાં એક વાતમાં ચઢે છે, અને તે પૈસા–ટકામાં. એને ત્યાં લક્ષ્મીનો તોટો નથી. ત્યારે અહીં મહતાબરાય પૂરેપૂરો દરિદ્ર નારાયણ છે. તેની મા તેને મહેનત મજૂરી કરીને ભણાવે છે. ભણવા–ગણવામાં તાજબહાદુર મહતાબરાય પાસે વિસાતમાં નહી. અને જો મહતાબરાયે મહેનત લઈને તાજ બહાદુરને મેટ્રીક વખતે ભણાવવાની મહેનત ન લીધી હોત તો તે નાપાસ પણ થાત. ત્યારે આ મહતાબરાય આખી યુનિવર્સિટીમાં પ્રથમ નંબરે રહે છે. તે દિવસે તેનો 'એસે' જોઇને પ્રોફેસર સાહેબ ચકિત બની ગયા હતા. ગયા મહિનાના 'ગ્રેટર ઇન્ડીયા'ના એક અંકમાં એની લખેલી કવિતા પ્રસિદ્ધ થઈ ત્યારે વાંચનારાઓને અલૌકિક લાગી હતી. કોઇ જુદી જ દુનીઆમાં વસતા હોય તેમ લાગેલું. અને કવિતા પણ કેવી હતી! જાણે મોતની માળા. દરેક વિષયમાં તેનો નંબર પહેલો જ છે. બી. એ. માં પણ એ પ્રથમ જ રહેશે. જરૂર એ નામના મેળવશે. આવો યુવાન જો હાથમાંથી જાય તો! એનાથી વધારે અભાગી કોણ? પિતાજીએ ઘણું સારું કર્યું કે તાજબહાદુરના બાપની વાત ન સ્વીકારી; નહિ તો મારું જીવન બરબાદ થઈ જાત. ધનનો મોહ શો! એ બ્યાજબી છે! કમાઈ લેશે! કેટલો સમજુ છે! આખી કોલેજમાં એના વખાણની સુગંધ પથરાયેલી છે. આખું શહેર એની પ્રશંસા કરે છે. એ આદમી નથી હીરો છે, જે ગરીબીની ગર્તામાં ડૂબ્યા છતાં ચમકયા કરે છે. હમેશને માટે એ થોડો જ ત્યાં પડયો રહેવાનો છે!

સાંભળ્યું છે કે પહેલાં તો બહુ પ્યાર હતો. દુધ–પાણીની જેમ સાથે ને સાથે રહેતા હતા. હવે કોલેજમાં આવ્યા પછી કંઈક તૂટ પડી હોય એમ લાગે છે. એ તો કશુંએ બોલતા નથી, પરંતુ તાજબહાદુર હરવખત એમનું અપમાન કરવાનું ઇચ્છે છે. તે દિવસે પેલા છોકરાઓને તે કહેતો હતો: હું એને સહાય ન કરત તો એ

ઈન્ટરની પરીક્ષામાં પણ ન બેસી શકત. ફીના પૈસા મેં આપ્યા, પુસ્તકો મેં આપ્યા, કપડા પણ મેં આપ્યા, અને હવે મારી સામે થઈ જાય છે. એ એટલો પણ વિચાર નથી કરતો કે મા તો ઘર ઘરનાં પાણી ભરીને જીવન નિભાવે છે.

હું તે વખતે ત્યાંથી પસાર થતી હતી. માર કાન પર એ શબ્દો પડયા તો મારૂં મોં લાલ લાલ બની ગયું. મનમાં આવ્યું કે એવું સંભળાવી દઉં કે એને પણ ખબર પડે. પણ વિચાર કરીને ક્રોધને શાંત કર્યો. છતાં એટલું તો જરૂર કહ્યું કે એનો ઉપકાર કંઈ ઓછો નથી. એ આપને ભણાવવામાં મહેનત ન લેત તો બાર વર્ષ સુધી પણ આપ મેટ્રીક પાસ કરી શકવાના ન હતા. વસાવેલા પુસ્તકો એમને એમ પડયા રહેત. એટલે જે ઉપકાર તેણે તમારા ઉપર કર્યો છે તે તમારા કરતાં જરાયે ઊતરતો નથી. અને પૈસા એની પાસે કંઈ વિસાતમાં નથી.

આ સાંભળીને એનું મુખ જરા આગળ આવ્યું. હજી ગઈ કાલની જ વાત છે. તાજ બહાદુરે આખા કલાસને ટી પાર્ટી આપી. માત્ર એને જ આમંત્રણ ન આપ્યું. અને પાછું ઉપરથી કારણ એ બતાવ્યું કે એનામાં ટીપાર્ટી દેવાની હિંમત કયાં છે કે જેથી એ બીજાનું ખાય ! જે બીજાને ખવડાવી શકતો નથી એ બીજાનું શા માટે ખાય ? અને આમાં મજા તો એ બની કે આ શબ્દો મને સંભળાવવા ખાતર એ બોલ્યો. અને એ એટલા ખાતર કે તે મારી નજરમાં હલકા પડે.

પણ આ તો એથી ઊલટું બન્યું. આથી તો એ મારી નજરમાં ઊંચી કક્ષાના દેખાવા લાગ્યા. મારી નજરમાં તાજબહાદુર માટે રહી સહી આબરૂ. માન હતાં તે આથી ચાલ્યા ગયાં. અને ધન પર આટલું અભિમાન કરે એને મનુષ્ય કોણ કહે ! એ મારી પાસે આવ્યો તો મેં સાફ સાફ કહી નાખ્યું કે હું તમારા અપાયેલા ભોજન સમારંભમાં હાજરી આપી શકું તેમ નથી. તમારે એટલું

તો સમજવું જોઇએ કે આ રીતે કોઈનું ખુલ્લે ખુલ્લું અપમાન કેમ કરી શકાય ? એમ ન કરવું જોઈએ. બીજા વિદ્યાર્થીઓ મારા પક્ષમાં ભળ્યા. એ શ્રીમાન જવાબ સરખો પણ ન આપી શકયા. અપમાન કરવા નીકળેલા, પોતાનું અપમાન કરાવી બેઠા.

: ૭ :

કેટલાક દિવસો થયા જોયા કરૂં છું કે એમના રંગ–ઢંગ કંઈ જુદા જ લાગે છે. નથી એમનામાં નેહની નજર કે નથી ચાહભર્યું વર્તન ! જાણે કે એકદમ બદલાઈ ગયા. લાખ લાખ વાતો કરી, પણ મારામાં જ એ સમઝણ નથી એમ દોષપાત્ર માને છે. પણ દિલ માનતું નથી. તે દિવસે મેં કહ્યું કે ફિલોસોફીની એકાદ બે વાતો સમજવાની છે તે સમજાવો; ત્યારે કહેવા લાગ્યા કે પ્રોફેસર સાહેબને કેમ પૂછી લેતી નથી ? આ વાત પર મને–મારી આંખોમાં ઝેર આવ્યું; પરંતુ એમને માટે મારાથી કશું બન્યું નહિ. પાછું એક દિવસ મેં કહ્યું–આજ બહુ જ સારી ફિલ્મ આવી છે. આવશો ને ? તેઓ બોલ્યા–હું નહિ આવી શકું. એકલાં જ જાઓને ! મેં કહ્યું–મારાથી એકલા જવાતું નથી. જવાબ મળ્યો–તાજબહાદુરને સાથે લઈ જાઓ. આનો જવાબ હું શું આપું ? મારી આંખોમાં પાણી આવ્યાં, પરંતુ એ જાલિમને મારી દયા ન આવી, તે ન જ આવી. આથી પણ વધારે અફસોસ તો મને ત્યારે થયો કે જ્યારે એને તાવ આવ્યો. એ કોલેજ ન આવી શકયા; આખો દિવસ એમના જ વિચારમાં હું હેરાન રહી. સાંજને વખતે એમને ઘેર પહોંચી ગઈ. જોયું તો ખાટલામાં પડયા પડયા કણસતા હતા. મેં કેટલાક વખત સુધી જોયા કર્યું; ત્યાર પછી ત્યાં બેસી ગઈ. એમણે મને જોઈ, પરંતુ મને કાંઈ પણ કહ્યું નહિ. એટલું પણ ન બોલ્યા કે તમને આવતા કષ્ટ પડયું. હું તો બેશરમની જેમ બેસી જ રહી. થોડા વખત પછી હું જ બોલી–હવે કેમ છે ?

એમણે આંખો ખોલી અને ધીરેથી કહ્યું–સારૂં છે.

મેં મારો હાથ એમના માથાપર મૂકી દીધો–દવા તો પીધી છે ને! કયા ડૉકટરની દવા કરો છો?

તેઓ—કવીનાઈન ખાધી છે; કાલ સુધીમાં તો તાવ ઊતરી જશે.

મેં કહ્યું—દૂધ પીધું છે કે નહિ?

તેઓ—નહિ.

મેં કહ્યું—કાં? એમ તો કમજોર થઈ જશો!

તેઓ—મને તો ડર છે કે વધારે વાતચીત કરીશ તો કદાચ તાવ ચઢશે.

મારી છાતીમાં આ વખતે કોઈ છરી મારત તો મને આટલું દુ:ખ ન થાત, જેટલું એમના છેલ્લા વાક્યથી થયું. હું ક્રોધથી બોલી–મારાથી મોટી ભૂલ થઈ ગઈ કે હું તમને જોવા માટે આવી.

એમણે બેપરવાહની જેમ મોઢું દિવાલ તરફ ફેરવી લીધું, અને કહ્યું–હું કયાં તમને બોલાવવા આવ્યો છું, હવે ચાલ્યા જાઓ.

આંચકો લાગે ને ધરતી ધ્રુજે તેમ મને થયું. હું એકદમ ઊભી થઈ. આંખોની પાંપણો બળતી હોય એમ લાગવા માંડયું, અને મેં કહ્યું—ત્યારે શું તમારી પાસે આવવા માટે પ્રથમથી આજ્ઞા માંગવાની જરૂર હતી?

એમણે દિવાલની તરફ જ મોં રાખીને જવાબ દીધો—એનો જવાબ હવે હું શું દઉં? તમારા દિલને પૂછો.

આથી હું જતાં જતાં અટકી ગઈ—મારૂં દિલતો તદ્દન કોરા કાગળ જેવું સાફ છે. તમારૂં મન બદલાઈ ગયેલું જણાય છે.

હું ગરીબ છું! ગરીબોને શું દિલ હોય છે?–એમણે કહ્યું.

મેં કહ્યું—ત્યારે તમે તો આજ મારી સાથે લડો છો.

તેમણે કહ્યું—ખરાબ માણસો પાસેથી બીજી કેવી આશા રાખવામાં આવે?

હું ખૂબ ગુસ્સાથી ઊભી થઈ ગઈ, અને ચાલવા માટે તૈયાર થઈ. તુરત જ મારા દિલમાં વિચાર આવ્યો, કે બીમારીમાં મનુષ્યનો સ્વભાવ ચીડિયો થઈ જાય છે. એટલે એમાં એમનો દોષ ન ગણાય, બીમારીનો જ વાંક છે. બધો ક્રોધ ઠંડા જળની માફક શાન્ત થઈ ગયો. એમની પથારી પર બેસી ગઈ, અને એમનું મોઢું જબરજસ્તીથી મારા તરફ ફેરવીને પ્રેમમય ગુસ્સાથી બોલી—જરા આંખો તો ઉઘાડો! આજ તમને શું થયું છે! ઝગડો શા માટે કરો છો?

એમની આંખમાં મેં આંસુ જોયાં. એ રડી રહ્યા હતા, પસ્તાતા હતા. એમનામાં મારા ચહેરા તરફ જોવાનું સાહસ ન હતું. ક્રોધનો સામનો થઈ શકે છે, પ્રેમનો સામનો કોઈ કરી શકતું નથી. એ આંસુ ન હતા, મારી જીતનું જીવતું જાગતું પ્રમાણપત્ર હતું. હું એમને જોતી હતી અને ખુશ ખુશ થઈ હતી.

હવે એમણે મારો હાથ પકડીને પોતાની છાતી પર મૂકયો, અને રડવા લાગ્યા. પરંતુ મુખથી કાંઈ બોલી શકયા નહિ.

થોડા વખત પછી પાછું જરા ક્રોધપૂર્ણ અવાજે કહ્યું—હવે તમે જાઓ. કોઈ જોઈ જશે તો એકની હજાર વાત કરશે.

મેં કહ્યુ—મને કોઈની વાતોની કશી પરવાહ નથી.

તેમણે પડખું બદલતાં કહ્યું—તમને ન હોય, પણ મને તો છે.

રહી રહીને મારા દિલમાં વિચાર આવતો હતો કે એમને શું થાય છે; શું થઈ ગયું છે! અને આ વિચારથી મારૂં દિલ વ્યાકુળ બની ગયું. મારા ખીલેલા જોબનમાં આગ લાગી ગઈ હતી.

: ૮ :

## તાજબહાદુર

મારી ધારણા ખોટી નીકળી. હું મહતાબરાયને શૈતાન સમજતો હતો. પરંતુ ના, તે તો દેવતા છે. મેં એને માટે જૂઠી જૂઠી અફવાઓ ફેલાવી. મેં એનું અપમાન કર્યું, અને ન કહેવાના શબ્દો કહ્યા. એની વિરૂદ્ધ ષડયંત્ર ગોઠવ્યા. એ મને મકાન પર મળવા આવ્યો, પણ મેં વાતચીત પણ ન કરી. આટઆટલું છતાંયે એ મારો પુરાણો મિત્ર બની રહ્યો. એણે મારી મૂર્ખાઈ પર હાસ્ય જ વેર્યું છે, મેં એની આંખોમાં કદી ઘૃણા જોઈ નથી. કોઈને મોઢેથી, મારે માટે ખરાબ શબ્દ બોલે છે એમ પણ નથી સાંભળ્યું. એણે તો પોતાના મન સાથે નકકી કર્યું હતું કે થયેલા અપરાધને હસતાં હસતાં ક્ષમા આપવી. આટલું છતાં યે એની ભલાઈ એ મારી નજરમાં બુરાઇ હતી. કમળાના રોગીને દરેક વસ્તુ પીળી જ લાગે છે. બીમાર આંખોની રોશની ચુસાઇ જાય છે.

રૂપરાણી તરફથી જ્યારે હું નિરાશ થયો. ત્યારે વધારે મુંઝાયો. મારૂં ચાલે તો મહતાબરાયની ગરદન મરડી નાખું એમ થયા કરતું હતું. એક દિવસ એવો પણ હતો કે એની ઉદાસી મારી ઉદાસી બની જતી હતી. અત્યારે મારા દિલમાં એને માટે સ્થાન નહોતું. કોઈ એના મૃત્યુના સમાચાર આપે તો હું ખૂબ ખુશ થાઉં, મને જીવતદાન મળ્યું એમ લાગે. પરંતુ એના ભાગ્યમાં મૃત્યુ ન હતું. મારી છાતી પર વજ્રનો ભાર હતો.

સાંજનો સમય હતો. હું ગોમતીને કિનારે બેઠો બેઠો મારા ભાગ્યના અંધારામાં રોશનીની તપાસ કરી રહ્યો હતો. આશાનો દોર હાથ ચડતો ન હતો. સર્પ કચડાઈ જવાથી તરફડે છે. અને તેમાં તેને જરા ગરમી–સહારો મળે અને આસ્તે આસ્તે ચાલવા લાગે, ને એમાં કોઈ એને છંછેડે તો એ ફેણ ઊપાડે. મારા વિચારના વેગમાં હું

પણ એવી સ્થિતિમાં હતો, તેવે વખતે મારા ખભા પર કોઇએ હાથ મૂકયો, અને હું ચમકયો. એ તરફ મેં જોયું તો મહતાબરાય સામે ઊભો હતો.

મને ઘણુ આશ્ચર્ય થયું; એ મારી સાથે બેસવાનું પણ સાહસ નહિ કરે એમ હું માનતો હતો. હું એને મારા જીવન અને જગતનો મોટો દુશ્મન માનતો હતો. અને મને એવો ખ્યાલ હતો કે એ પણ મને એમ જ માનતો હશે. આ વખતે એ સામે ઊભો હતો. અને તેના મુખ પર જરા ય ક્રોધ, રોષ કે સંકોચ ન હતા; એ તો હસતો હતો.

હું તો ગભરાઈ ગયો. મારામાં વાત કરવાની હિંમત ન રહી. હું હસવાની ઇચ્છા કરી રહ્યો હતો, પણ હસી નહોતો શકતો: બોલવાની ઇચ્છા થતી હતી પણ બોલી નહોતું શકાતું. આ બધી મુશ્કેલીને મહતાબરાયે સહેલી બનાવી દીધી. એણે જ કહ્યું-કેમ, ભાઇ, ખીજાયેલા જ રહેશો કે! તમારામાં એ તાકાત હશે, પણ મારામાં તો નથી.

મેં જૂઠું હસતાં હસતાં કહ્યું-તમને મારી શી પરવા છે? રૂપરાણી સલામત રહે. જ્યાં સુધી એ ન હતી ત્યાં સુધી સર્વ કાંઈ હતા. હવે આપણું અસ્તિત્વ જ કયાં છે?

મહતાબરાયે કહ્યું-એ તો તમારો વહેમ છે. રૂપરાણીને ખાતર તમને છોડી દેવા હું જરાય તૈયાર નથી. અને જરૂર હોય તો એને છોડી દઉં!

મેં કહ્યું-અરે ભાઈ! આવી વાતોથી શો લાભ! આવી વાતો કહેવામાં સારી લાગે, આચરણમાં નહિ.

મહતાબરાયે મારી તરફ કરુણાભર્યા ભાવથી જોતાં કહ્યું-તમે મને આટલો બધો નીચ સમજી રહ્યા છો!

મેં કહ્યું-એ તો તમે તમારા મોઢેથી કહો. મારાથી ન કહેવાય.

એવું કહેવાનો મને અધિકાર શો? મારો અધિકાર છે?

મહતાબરાય–આખરે તમે મારી પાસેથી શું ઇચ્છો છો! હું તમારે માટે શું કરું કે તમે રાજી થાવ, એટલું બતાવોને!

મેં કહ્યું–હું તો અત્યારે પણ નારાજ નથી.

મહતાબરાયે હસતાં હસતાં કહ્યું–સાચું કહો છો?

મેં ચિડાઈને કહ્યું–જી, ના! જૂઠું બોલી રહ્યો છું. આખા શહેરમાં આપ એક જ હરિશ્ચંદ્ર છો, બાકી બીજા બધા જૂઠા.

મહતાબરાય–લ્યો, જુઓ! આ નારાજી નહિ તો બીજું શું છે?

મેં બેપરવાહીથી કહ્યુ–લ્યો, નારાજી, તો નારાજી! તમારા મનની વાત છે, તમે રાજી થયાને! નારાજ થઈ ગયા તોપણ શું! એમાં કોઈને પણ શું!

મહતાબરાય–આ બધું તમે કહી શકો. મારાથી તો ન કહેવાય! મારાથી તો તમારો આ ઉદાસ ચહેરો પણ જોઈ શકાતો નથી. તમને ઉદાસ જોઉં છું અને મારું દિલ રડવા લાગે છે.

મેં કહ્યુ–આપની મોટી મહેરબાની!

મહતાબરાય–મારો વિચાર ખોટો નથી કે તમારી નારાજીનું કારણ માત્ર રૂપરાણી છે. કેમ મારો ખ્યાલ ખોટો તો નથીને?

મેં કહ્યું–મેં કહ્યું ને કે સાચો, પછી શું?

મહતાબરાય–ભાઈ, મેં એને સાફ સાફ શબ્દોમાં કહી દીધું છે કે, મને તારો પ્રેમ જોઇતો નથી, અર્થાત હું તને ચાહતો નથી. અને મને લાગે છે કે આથી વધારે શું કરવાપણું છે? કહો, હવે તો તમો રાજી છોને?

મહતાબરાયના આવા વિચારો સાંભળીને તો હું અવાક્ થઈ ગયો. એ આટલી હદ સુધી જશે એ ખ્યાલ જ કયાંથી આવે! દુર્ભાગ્ય અને ઘોર અંધકારમા દૂર દૂર આશાનું કિરણ દેખાવા લાગ્યું. ખરેખર એ કિરણ છે? વાહ કિસ્મત!

મહતાબરાયે પાછું કહેવા માંડયું—તમે મને પહેલેથી જ કહ્યું

હોત કે મારો પ્રેમ એના પર છે તો આ વાત આટલે સુધી આવવા જ ન પામત. હું પહેલેથી જ એવું વર્તન રાખત કે એ મારી તરફ ઢળત જ નહિ. પરંતુ તમે તો મને કશું પણ કહ્યું નહિ. દિલમાં ગાંઠ બાંધી બેઠા. આ તમારી ભૂલ હતી, બીજું શું!

મારી આંખોમાં આંસુ આવી ગયાં. મારે સાંભળવું હતું એ જ મને સાંભળવા મળ્યું, જો કે એ શબ્દો સાંભળવાની મને જરાયે આશા ન હતી. આ માણસ કેટલો વીરાત્મા છે એનો ખ્યાલ હવે આવે છે. એ મારે ખાતર રૂપરાણીનો પણ ત્યાગ કરવા તૈયાર થયો છે. મારામાં એ હિંમત ક્યાં છે! ના, ના, જરાયે નહિ. મહતાબરાયની પાસે તો હું વેંતિયો જ ગણાઉં! છતાંયે હું ખુશ હતો. ડૂબતા ને કિનારો મળી ગયો.

થોડા વખત પછી તો અમે બંને એક બીજાને ભેટી પડયા. હસતાં હસતાં પણ અમારૂં રૂદન ચાલુ હતું. અમારી ચારે તરફ અંધકાર છવાયેલો હતો. અને અમારા પગને ગોમતીની મસ્ત લહેરો ચૂમતી હતી. અને ગોમતીનાં પૂર કૂદતાં, નાચતાં, કિલકિલ, ગાતાં ગાતાં પોતાનાં પ્રિતમને મળવા માટે મસ્ત વહી રહ્યાં હતાં.

: ૯ :

મહતાબરાયે તો જે કાંઈ કહ્યું તે કરી બતાવ્યું. એ હવે રૂપરાણી તરફ નજર સરખી પણ કરતો ન હતો. મારી નજર સામેની જ વાત છે; કેટલીક વખત રૂપરાણી વાતચીત કરવા માટે એની પાસે ગઈ, પરંતુ એણે મોં ફેરવી લીધું. અને એકવાર તો મેં કાનોકાન સાંભળ્યું કે—મહતાબરાય કહેતા હતા કે—તમે મને નાહકનો બદનામ કરશો. રૂપરાણીએ ઘૃણા અને તિરસ્કારના આ શબ્દો સાંભળ્યા ત્યારે એનું મુખ અંગારા જેવું લાલ બની ગયું. અને આ તરફ મહતાબરાયનું મુખ મડામુખું પીળું પડી ગયું હતું. હું બધું સમજી ગયો. મારે ખાતર એ પોતાના મનને મારી રહ્યો

હતો. એક વાર મહતાબરાયે એક છોકરા પાસે ચપ્પુ માગ્યું. પડખે જ રૂપરાણી બેઠી હતી. છોકરા પાસે ચપ્પુ ન હતું, રૂપરાણીએ પોતાનું ચપ્પુ કાઢી તેની તરફ ધર્યું, અને આ રીતે સુલેહની પ્રાર્થના કરી. મહતાબરાય જાણે જોયું જ ન હોય તેમ બીજા છોકરા પાસે ગયા. સુલેહની પ્રાર્થના નામંજૂર. રૂપરાણીએ શરમના માર્યા ગરદન નીચી કરી લીધી, એને મનમાં થયું—હું આટલામાંથી પણ ગઈ! અને તે દિવસ બંને ઉદાસ રહ્યા. એકવાર મને વિચાર આવ્યો કે મારે હાથે આ પાપકર્મ થાય છે. બંને એક બીજાને ચાહે છે. મને તે બંનેની વચમાં પડવાનો શો અધિકાર! અને દિલમાં એમ પણ થયા કરતું હતું કે મહતાબરાય કેટલો સરળ અને ઉદાર દિલનો છે! એનું અનુકરણ હું ન કરી શકું! મારા બલિદાનથી આ વિખૂટા દિલ એક બનશે. પરંતુ એ બહાદુરી અને બલિદાનના વિચારો જેવા આવતા તેવા જ ચાલ્યા જતા હતા. અંધારી કાળી રાત્રીમાં જેમ આગીઓ ચમકે છે તેમ. પાછી એ રાત્રી અંધકારમય જ બની જાય છે—કદાચ વધુ.

આખરે એક દિવસ મને વખત મળ્યો. રાતનો સમય હતો. હું અને રૂપરાણી કાનપુરથી પાછા ફરતાં હતાં. સ્ટેશન પર જ મળી ગયા. તે વખતે મારા દિલની શું દશા હતી તે તો હું જ જાણી શકું. ખુશીમાં હું બેહોશ બનતો જતો હતો. રૂપરાણી પાસે જઈને બોલ્યો—કેમ મિસ સકસેના ! કયાં ચાલ્યા?

રૂપરાણીએ મારી તરફ હસતાં હસતાં જોયું અને 'લીડર'નો નવો અંક વાળીને પોતાના ફરના કોટમાં મૂકતાં કહ્યું–નિગમબાબુ, હું અહીં એક બહેનપણીને મળવા આવી હતી. હવે લખનૌ જાઉં છું. તમે કઈ તરફ ? મેં કહ્યું–હું પણ લખનૌ જાઉં છુ. તમે સાથે છો તો વખત પસાર થઈ જશે.

રૂપરાણીએ પોતાની રીસ્ટ વોચ જોઈને કહ્યું—બેશક ! અને આપ મને ન મળ્યા હોત તો મારે અભણ સ્ત્રીઓ સાથે બેસવું પડત.

હવે આપની સાથે બેસવાથી કાંઈક સાહિત્યની વાતો થશે કે કંઈક રાજનીતિની. પરંતુ તમે તો સેકન્ડ ક્લાસમાં હશો! મારી ટિકિટ તો ઈન્ટર ક્લાસની છે. મારો આત્મા ખુશખુશ થઈ ગયો. આ થોડા પણ સ્વર્ગીય સમય માટે મારું જીવન પણ ન્યોછાવર કરવા હું તૈયાર હતો. મેં કહી નાખ્યું–આપની સાથે બેસવાથી ઈન્ટર ક્લાસ પણ સેકન્ડ ક્લાસ બની જશે.

રૂપરાણીએ અજબ રીતે મારી તરફ જોયું. એના ચક્ષુઓ મારા દિલને જાણે જાગૃત કરતા હતા! એ જાણવા માગતી હતી કે મારા શબ્દનો અર્થ શો છે! એટલામાં એન્જીને સીટી મારી. અને બંને ઈન્ટર ક્લાસના ડબ્બામાં ચઢી બેઠાં. ભાગ્યવશાત્ ડબ્બો પણ તદ્દન ખાલી હતો. ગાડી ચાલવા લાગી. હું દરવાજામાં ઊભો ઊભો સ્ટેશન પરના દીવાઓ જોઈ રહ્યો હતો. પ્લેટફોર્મ છોડીને ગાડી આગળ વધી એટલે મેં બારણું બંધ કરી દીધું, અને રૂપરાણીની સામેની બેઠક પર બેસી ગયો. એ વખતે મારું દિલ ધડક ધડક થતું હતું. મારા કાન જ એ અવાજ સાંભળી શકતા હતા.

રૂપરાણી વર્તમાનપત્ર વાંચતી હતી. જેવો હું જગ્યા પર બેઠો કે તરત જ તે બોલી–એસેમ્બલીની બેઠક શરૂ થઈ ગઈ. મારું ધ્યાન એસેમ્બલીની બેઠક તરફ ન હતું. હું તો ઇચ્છતો હતો કે ભગવાને વખત આપ્યો છે, તો તેનો લાભ ઉઠાવી લઉં, અને રૂપરાણીની સામે મારું દિલ ચરણોમાં ધરી દઉં! આથી સારો અવસર કયો મળવાનો છે! વાતો કરવામાં હું વખણાઉં છું. જોઉં તો ખરો કે આ વખતે મારી વાક્ચાતુરી કામ આવે છે કે નહિ! તલવાર યુદ્ધ ભૂમિમાં જ કામ આવે છે. તલવાર માત્ર જોવાની કે દેખાડવાની હોય તો તે લાકડાની હોય કે લોખંડની, બંને સરખું જ છે.

કોઈ અભાગીના હાથમાં આવે તો અવસર ચાલ્યો જાય તેમ ગાડી ચાલી જતી હતી–ઊડી રહી હતી. મને એક જ વિચાર આવ્યા કરતો હતો.

ફરી આવો અવસર મળશે ? રાતનો સમય છે, એકાન્ત છે, ગાડીની મુસાફરી છે. જે હું ચાહું તે કહી શકું છું, અને એને સાંભળવું પડશે. નથી એ કયાંઇ જઈ શકવાની, કે નથી મને બોલતો રોકી શકવાની. લખનૌમાં આવી સુંદર તક કયાંથી મળે ! મારૂં સદ્‌ભાગ્ય કે આવો અવસર મળી ગયો. એ તો વર્તમાન પત્રના પાનાં ફેરવી રહી હતી. હું મનમાં ને મનમાં વિચાર કરતો હતો કે એ પત્રને ખૂંચવીને ડબ્બા બહાર ફેંકી દઉં, અને મારા દિલનું દુઃખ રજૂ કરૂં. કેવી કઠોર હૃદયની છે ! મારા જીવન અને મૃત્યુનો પ્રશ્ન છે, ત્યારે એ વર્તમાન પત્ર વાંચી રહી છે.

આખરે મેં એના તરફ સહેજ અંગને ઝુકાવ્યું અને મોટે અવાજે કહ્યું-મને તો એમ હતું કે કંઈક વાતો થશે, પરંતુ તમે તો વર્તમાન પત્ર વાંચવામાંથી નવરા પણ થતા નથી. રૂપરાણીએ વર્તમાન પત્ર વાંચતા વાંચતા, અને મારા તરફ નજર પણ કર્યા વિના જવાબ આપ્યો-આજનો લીડીંગ આર્ટિકલ બહુ જોરદાર છે, પૂરો કરી લઉં.

મેં કહ્યું-અમે મૂગા મૂગા બેઠા છીએ ને આપને લીડીંગ આર્ટિકલની પડી છે! મૂકોને! આટલું કહીને મેં રૂપરાણીના હાથમાંથી અખબાર લઈ લીધું અને મારી બેઠક પર મૂકી દીધું, અને તેના મુખ તરફ જોયું કે નારાજ તો નથી થઈ ગઈને!

રૂપરાણીએ વર્તમાનપત્ર લેવા માટે પોતાનો નાનો પણ ગોરો હાથ લંબાવ્યો, અને બીજા હાથથી સાડીને સરખી કરતાં બોલી-અરે! માત્ર એક જ ફકરો બાકી છે, એ ચાર મિનિટમાં પૂરૂં થઈ જશે.

મેં કહ્યું—અરે! ચાલતી ગાડીએ વાંચવાથી આંખો ખરાબ થઈ જાય.

રૂપરાણી-ખરાબ નહિ થાય-મને આદત છે.

મેં વર્તમાન પત્ર પર હાથ રાખ્યો અને દીવા તરફ જોઈને

કહ્યું-અજવાળું પણ કેટલું ઓછું છે! હું આપનો શુભચિન્તક છું, દુશ્મન નથી. અને આ વખતે જે તમને વર્તમાનપત્ર વાંચવા દે એ આપનો દુશ્મન જાણવો.

રૂપરાણી-આ આપની જબરજસ્તી નથી?

મેં કહ્યું-એમ તો એમ માની લો, પણ આ વખતે વર્તમાન પત્ર તો નહિ જ મળે.

રૂપરાણીએ પોતાનો હાથ પાછો ખેંચી લીધો અને પોતાનું માથું ગાડીની દીવાલ સાથે અડકાડીને બોલી-બહુ સારૂં સાહેબ! ન દેશો. આપની સાથે ઝઘડો કોણ કરે?

હવે મારો રસ્તો સાફ હતો. કેટલીક મિનિટ ચુપ રહ્યો અને વિચાર કર્યો કે વાતચીત શરૂ કેમ કરવી.

આખરે મને રસ્તો મળી ગયો અને બોલ્યો-આ મહતાબરાયને શું થઈ ગયું છે! દરેક સાથે લડી પડે છે. સીધી વાત કરો તો પણ લડવા દોડે છે!

રૂપરાણીએ વેધક નજરે મારી તરફ જોયું, અને એક લાંબો નસાસો નાંખી કહ્યું-લાગે છે કે, એ મહતાબરાય જ નહિ! પહેલાં કેવા આનંદી હતા! વાત વાતમાં હસતા હતા.

મેં કહ્યું-હવે તો એ ચોવીસે કલાક ઉદાસ રહે છે. નથી કોઈની સાથે હસતો કે નથી કોઈની સાથે બોલતો.

રૂપરાણી-બિલકુલ બદલાઈ ગયા.

મેં કહ્યું-કાંઈ બીમાર તો નહિ હોય ને! જરૂર બીમાર જ હશે! નહિતર આમ કેમ બદલાઈ જાય! એના આ પલટાથી કોલેજમાં સૌને આશ્ચર્ય થાય છે. તમારી સાથે બોલચાલ છે બંધ કરી દીધી!

રૂપરાણીના મુખ પર દુ:ખનાં વાદળ દેખાવા લાગ્યાં. કેટલોક વખત સુધી તેણે ગાડીની બહાર અંધકારમાં જોયા કર્યું. ત્યાર પછી

તેણે એક ઊંડો નિસાસો નાખ્યો. ને બોલી–મારી સાથે પણ બોલતા નથી.

હવે વાતચીત મુદ્દા પર આવવાની તૈયારીમાં હતી. મેં એક એક શબ્દ તોળીને કહ્યું–અમે તો સાંભળ્યું હતું કે તમારા પિતાજીએ...

મારી જબાન અટકી પડી. વાક્ય અધૂરૂં રહી ગયું, પણ મતલબ અધૂરી ન હતી.

રૂપરાણીના મુખપર દુઃખની છાયા દેખાવા લાગી. ઉપર નજર કરતાં તેણે કહ્યું–મિસ્તર નિગમ! મારો એવો ખ્યાલ છે કે હવે આ વાત અહીં જ પડતી મૂકીએ.

મેં કહ્યું–મને દુઃખ થાય છે કે મારી આ વાતથી આપને દુઃખ થયું. છતાં પણ કહેવા ઇચ્છું છું કે...જો આપને...તમને કાંઈ દુઃખ ન થાય તો...હું...મારી પોતાની બાબતમાં બે ચાર શબ્દો કહું. રૂપરાણીએ કાંડાપરની રીસ્ટવોચ તરફ જોઈને કહ્યું–કહો!

મેં કહ્યું–તમને માઠું તો નહિ લાગે ને?

રૂપરાણી–હવે એ બાબતમાં હું શું કહું? માઠું લાગશે તો સહન કરી લઈશ, હું મારી જાતને સંભાળી લઈશ. પણ લાગે છે કે કોઈ ખાસ વાત છે.

મેં કહ્યું–ખાસ વાત ન હોત તો આટલી ભૂમિકાની શી જરૂર હોત? રૂપરાણીએ કશો પ્રત્યુત્તર ન આપ્યો.

મેં કહ્યું–મારા જીવન–મૃત્યુનો પ્રશ્ન છે!

આનો જવાબ પણ રૂપરાણીએ ન આપ્યો!

મેં કહ્યું–તો આજ્ઞા છે? કહું?

રૂપરાણીનું મુખ શરમથી લાલ થઈ ગયું હતું. કંપતા સ્વરે કહ્યું–મેં એકવાર તો કહી દીધું કે કહો! કહો! કેટલી વાર કહું?

હું મનમાં ને મનમાં કહેવા માટેની વાત તૈયાર કરતો હતો..

અને વિચાર કરી રહ્યો હતો કે આમ શરૂ કરીશ: પછી આમ કહીશ; પછી ત્યાંથી વાતનો વળાંક બદલીશ; ત્યાર પછી મારી બેચેનીનું વર્ણન કરીશ; ત્યાર પછી મારૂં માથું તેના પગમાં મૂકી દઈશ. પરંતુ ભગવાન જાણે, એ વખતે મને શું થઈ ગયું, મારા મોમાંથી માત્ર એટલા જ શબ્દો બહાર પડયા—'હું આપને ચાહું છું'. વિદ્યાર્થી બધું જાણતો હતો. પરંતુ પરીક્ષા વખતે મોંમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. માત્ર આટલું જ બોલ્યો—'હું આપને ચાહું છું.' આટલું કહેતાં તો મારી આંખો નીચી ઢળી ગઈ.

થોડા વખત પછી મેં માથું ઉઠાવ્યું અને રૂપરાણી તરફ જોયું. એ મારા માથા પરના ઉપરના ભાગની દીવાલ તરફ જોઈ રહી હતી. કોઈ ખાસ મતલબ વિના તેની નજર ત્યાં સ્થિર હતી; વિચાર કોણ જાણે કયાં હતા!

હવે મેં મારા શરીર અને આત્માની સર્વ શક્તિઓને એકઠી કરી. જે એક વાકય મેં કહી નાખેલું તેની વ્યાખ્યા કરવા લાગ્યો—હું સૂઉં છું ત્યારે પણ તમને સ્વપ્નમાં જોઉં છું. જાગું છું ત્યારે તમારો જ વિચાર આવે છે, અને કોલેજમાં જ્યારે તમે નજરે પડો છો ત્યારે એમ લાગે છે કે મને કોઈ ખજાનો મળી ગયો...

એકાએક રૂપરાણી ઊભી થઈ ગઈ અને બોલી—હું દિલગીર છું, મારા હૃદયમાં તમારે માટે આવા પ્રકારના ભાવ નથી.

મારા હૈયાપર જાણે કોઇએ હથોડો માર્યો; ખરેખર કોઈ હથોડો મારે તો પણ આટલું કષ્ટ ન થાત, જેટલું રૂપરાણીના ઉત્તરથી થયું. જોતજોતામાં તો મારી આંખો આંસુથી ભરાઈ ગઈ. નિરાશા હોવા છતાં ક્રોધથી બોલ્યો—ત્યારે હું શું મહતાબરાય કરતાંય ખરાબ છું? એટલું તો કહો કે એનામાં છે એવી કઈ વસ્તુ મારામાં નથી?

હું આ શબ્દો આવેશમાં બોલી ગયો હતો. આજે એનો વિચાર કરૂં છું ત્યારે મને નવાઈ લાગે છે કે એ વખતે મને શું થઈ ગયું

હતું ? ક્યાં હું ! ક્યાં મહતાબરાય ! જમીન આસમાનનો તફાવત ! એ સજ્જનતા, એ યોગ્યતા, એ નેકદિલીનો તો મને સ્પર્શ પણ થયો નથી. એની આગળ હું તો તદ્દન મામુલી-નાચીઝ છું. છતાં એ વખતે તો મેં કહી દીધું કે એમાં શું છે અને મારામાં શું નથી? રૂપરાણી મારી દૂરદર્શિતાપર હસીને બોલી-એમાં એક વાત તો એ છે કે આ વખતે પણ એ યુનિવર્સિટીમાં પ્રથમ નંબરે આવશે. અને મને એમ લાગે છે કે તમે તો પાસ પણ નહિ થાવ.

મેં કહ્યું-આખી યુનિવર્સિટીમાં પ્રથમ નંબરે આવવું એ કાંઈ સહેલું કામ નથી. એમ કોઈ કહેતું ફરે તો એને કોણ રોકે છે! પોતાને મોઢે તો માણસ ગમે તેમ બોલે.

રૂપરાણી-એ તો કહે છે કે પ્રથમ ન આવું તો નામ નહિ!

મેં કહ્યું-એ વખતે મોઢું પણ નહિ બતાવે.

રૂપરાણી-એ માત્ર તમારો વહેમ જ છે. એને માટે જરા પણ મુશ્કેલ નથી. તમારામાં એ આત્મ-વિશ્વાસ છે ? કહો જોઈએ કે 'પ્રથમ આવીશ!'

મેં કહ્યું-તમે આશા આપતા હો તો એ પણ કરવા તૈયાર થાઉં. પહેલાં આવવું કંઈ એટલું મુશ્કેલ નથી!

રૂપરાણીએ કેટલોક વખત વિચાર કરીને કહ્યું—જુઓ તમે યુનિવર્સિટીમાં પહેલા આવો તો હું ના નહિ પાડું.

આશાનું હર્યુંભર્યું મેદાન મારી નજર સામે તરવા લાગ્યું. હું બોલી ઊઠ્યો-આપના પિતાજી તો આનાકાની નહિ કરેને!

રૂપરાણી હસી અને બોલી-હું એમને માટે તો શું કહી શકું! પરંતુ ખેર! એમને પણ મારા તરફથી મનાવી લઈશ.

મેં કહ્યું-તો લખી રાખો. યુનિવર્સિટીમાં હું પ્રથમ જ આવીશ.

દોઢ કલાક પછી ગાડી લખનૌ પહોંચી ત્યારે મારી દુનિયા બદલાઈ ચૂકી હતી. હવે તો મારી નજરમાં દરેક વસ્તુ ખિલખિલાટ

હસતી, નાચતી જ દેખાતી હતી.

થોડા જ દિવસો પછી હસતી, આનંદી, અને નાચતી દુનિયા દૂર દૂર ભાગતી દેખાવા લાગી. પુસ્તકો લઈને બેસતો ત્યારે મારી નજર સામે સાગર દેખાતો, મારી નજરમાં એ ગાજતો દેખાતો. નજર પહોંચતી ત્યાં સુધી મને પાણી જ પાણી દેખાતું હતું. આશાની લીલીછમ વાડી કેટલીક વાર દૂર દેખાતી, ખૂબ જ દૂર દેખાતી. અને કયારેક એ નિરાશાના સમુદ્રમાં ડૂબી પણ જતી હતી. કેટલાક મહિના પછી મને લાગ્યું કે યુનિવર્સિટીમાં પ્રથમ આવવું એ ખ્યાલ માત્ર છે. અને કયારેક કયારેક તો મને એવો પણ વિચાર આવતો કે હું પાસ થઈશ કે નહિ! રૂપરાણી જાણતી હતી કે આ વાતો કરવામાં હોંશીઆર છે, મહેનત કરી શકે તેમ નથી. એટલે જ એણે મારી સામે આવી આકરી શરત મૂકી છે. હું મારા પાગલપણામાં એની ચાલ ન સમજ્યો. કેવી હોંશીઆર છોકરી! મને કેવો બનાવી ગઈ!

આટઆટલું છતાં હું હિંમત ન જ હાર્યો, અને મહેનત ચાલુ રાખી. કીનારો દૂર હતો પાણી ઊંડા હતાં. શ્વાસ ચડી ગયો હતો. પણ તારો તો પોતાના હાથ–પગ હલાવી રહ્યો હતો. વિચાર આવતો હતો કે કયાંક ડૂબી જવાય, બચી પણ જવાય અને કોઈ લહેર કિનારા તરફ ધકેલી દે. અધાર મળી જાય! જીવન, આશાના કાચા સુતરને તાંતણે જ બંધાયું હતું, એનો ખ્યાલ મને તે જ વખતે આવ્યો. કેટલાક દિવસો પછી મારી દશા બદલાઈ. હવે મને ખાવા પીવાની સુધ ન હતી. નહાવા–ધોવાની સુધ ન હતી; હરવા–ફરવાની પણ સુધ ન હતી. અરે! એટલું જ નહિ, કપડા લત્તા બદલવાની પણ સુધ ન હતી. રાત ને દિવસ વાંચ્યા જ કરતો હતો. આટલી મહેનત તો કરી પણ તેની અસર હવે મારા શરીર પર દેખાવા લાગી. આંખો ઊંડી ઊતરી ગઈ, ચહેરો પીળો પડી ગયો, માતા–પિતા તો જોઈને ગભરાઈ જ ગયા અને મને કહ્યું–તારે ભણવાની શી જરૂર છે! તારે માટે પુષ્કળ લક્ષ્મી છે. કોલેજ છોડી

દે, અને હવા ખાવા કોઈ સારે સ્થળે ચાલ્યો જા. પરંતુ મારા મનમાં તો બીજી જ ધૂન હતી. મારા શરીરને હું ખરાબ થયેલું જોઈ શકતો હતો. છતાં એનો ખ્યાલ મને આવતો ન હતો, એનો કાંઈ પણ વિચાર હું કરતો ન હતો. એટલે સુધી કે મને ઝીણો ઝીણો તાવ આવવા લાગ્યો, એની પણ મેં પરવા ન કરી. મૃત્યુને મારી તરફ આવતું હું જોઈ રહ્યો હતો; છતાં ગભરાતો ન હતો, હસતો હતો. જે માણસ મરવા તૈયાર થયો હોય તેને મૃત્યુનો શો ડર ?

આખરે એક દિવસ મહતાબરાયે મને એક બાગમાં પકડી પાડ્યો, અને પૂછયું–કેમ મરવા માટે કમર કસી છે? જો તમે આવી રીતે રાતદિવસ વાંચ્યા કરશો તો જરૂર માંદા પડશો.

જ્યારે મનુષ્યનું શરીર કમજોર બને છે ત્યારે કોઇ સાથે વાત કરી શકતો નથી; આંખેઆંખ મિલાવવાની શકિત રહેતી નથી. બીજાની તરફ જોતાં સંકોચ થાય છે. આ દિવસોમાં મારી પણ કંઈક એવી જ દશા હતી. હું ચોંકી ઊઠયો અને મહતાબરાય તરફ જોયું. ચોપડી બંધ કરતાં કહ્યું–એમ! એમ તે કંઈ માંદા પડાય ?

મહતાબરાય–જરા તમારું મુખ આયનામાં જુઓ! હાડકાં દેખાય છે, હાડકાં! મેં કહ્યું–વાહ! મને તો લાગે છે કે હું જાડો થયો છું. જાડા થવાય ત્યારે હાડકાં નીકળેને !

મહતાબરાય–અરે! પણ આતો તમારો રંગ પણ પીળો પડી ગયો છે, પહેલાંના જેવા લાલ લાલ કયાં છો ?

આટલું કહેતાં કહેતાં એ મારી પાસે ઘાસ પર બેસી ગયો. અને મારી પાસે પડેલા પુસ્તકો ઉપર નીચે કરવા લાગ્યો.

મેં કહ્યું–અત્યારે મહેનત ન કરૂં તો કયારે કરૂં ? પરીક્ષા નજીક આવી પહોંચી છે. તંદુરસ્તી ને કયાં કંઈ છે! આજ જરા ખરાબ છે, કાલે ઠીક થઈ જશે.

મહતાબરાયે મારી ચોપડી એક પછી એક ઉપાડીને એક

બાજુ મૂકી દીધી, અને મારી નજીક આવીને કહ્યું-મહેનત કરો, એમાં તમને કોઈ રોકતું નથી. પરંતુ ભાઈ, તમારી તંદુરસ્તીનું તો ધ્યાન રાખવું જોઈએ ને! જેટલી મહેનત તમે કરો છો એટલી મહેનત તો આખી કોલેજમાં કોઈ કરતું નથી.

મેં કહ્યું–આ પરીક્ષાની હાર–જીત નથી, પ્યારની છે. પહેલો નંબર ન આવ્યો તો જીવનભર રડતો જ રહીશ.

મહતાબરાય–અરે! તો શું આ સાચું છે? સાંભળ્યું હતું, પરંતુ વિશ્વાસ આવતો ન હતો. હું તો એમ માનતો હતો કે કોઈએ ગપ ચલાવી છે.

મેં કહ્યું–ગપ નથી, સાચી વાત છે ભાઈ? હવે તો હાર–જીતની શરત લાગી ગઈ છે.

મહતાબરાય–આ છોકરી તમારો જીવ લઈને જ રહેશે. આજ જઈને એની એવી ખબર લઈ નાખું કે એ પણ યાદ કરે.

મેં કહ્યું–શું કહેશો?

મહતાબરાય–એ તમને શું કહું હું કે શું કહીશ! એવું સંભળાવીશ કે એનું મોં કોઈને દેખાડવા લાયક નહિ રહે. રડવા માંડશે, તમારી પાસે આવીને ક્ષમા માગશે. એ જાતે કહેશે કે આટલી મહેનત ન કરો, યુનિવર્સિટીમાં પહેલા આવીને શું કરવું છે! છોડો એ વાત.

મેં કેટલોક વખત સુધી વિચાર કર્યો. એમ બને તો શું કહેવું! આ મહેનતમાંથી બચી જઈશ. પરંતુ પાછો વિચાર આવ્યો કે આમ વારંવાર ક્યાં સુધી મારે એની સહાયતા લીધા કરવી! સૂતેલો આત્મા જાગૃત થઈ બેઠો થઈ ગયો, અને ધીરેથી કહ્યું—તમારી સહાનુભૂતિ માટે ધન્યવાદ! પરંતુ એ વાત મને પસંદ નથી. હવે તો શરત લાગી ગઈ છે.

મહતાબરાયે ઠંડો નિસાસો નાખી મારી તરફ જોઈને કહ્યું–

આ કામ તમે ધારો છો એટલું સહેલું નથી.

મેં કહ્યું—જે પહેલો આવશે તે પણ છેવટે તો મનુષ્ય જ હશે ને ! કોઈ દેવતા તો નહિ હોયને ! મહતાબરાય કોઈ ઊંડા વિચારમાં પડી ગયો જણાયો. એ વિચારમાં હોય તેમ લાગ્યું. શું વિચાર કરતો હશે ! થોડા વખતમાં તો એના મુખ પર ખુશીના ચિન્હો દેખાવા લાગ્યા, અને હસીને બોલ્યો—હું પણ કેટલો મૂર્ખ કે આવડી નાની વાત પણ મને ન સૂઝી ! લો, હવે એમ કરો ! આ બધી મહેનત કરવી છોડી દો. તમારી તંદુરસ્તી તરફ ધ્યાન આપો. અને હું તમને ખાત્રી આપું છું કે યુનીવર્સિટીમાં તમે પહેલા જ આવશો.

મારું મુખ આશ્ચર્યથી ઉઘાડું જ રહી ગયું—એ કેવી રીતે ?

મહતાબરાય—હવે એ ન પૂછો. કોઈ ન બનવાની વાત બનશે, કોઈ દેવતા આવીને તમને બધું બતાવી જશે. નહિ તો તમારા પ્રશ્નપત્રો આપોઆપ લખાઈ જશે. તમને ખબર પણ નહિ પડે કે શું બન્યું, અને તમે પહેલા આવશો.

મેં કહ્યું—મારી મશ્કરી કરો છો ?

મહતાબરાય—તમારા સોગન ! મશ્કરી નથી કરતો, તમે આજથી નિશ્ચિંત બની જાવ.

મેં કહ્યું—પરીક્ષામાં ક્યાંક નાપાસ થયો તો ?

મહતાબરાય—ગોળીએ દેજો.

મેં કહ્યું—યુનિવર્સિટીભરમાં પહેલો આવવા માંગુ છું તેનો વિચાર કરજો, અને આ મારા જીવનની સૌથી મોટી અભિલાષા છે.

મહતાબરાય—ભગવાનનો રાહ ન્યારો છે, એના પર ભરોસો રાખો.

મેં કહ્યું—એમ નહિ ! મને સાફ સાફ કહો. કે શું થવાનું છે !

મહતાબરાયે મારા કાનમાં કાંઈક કહ્યું અને પછી હસ્યા. હું તો આભો જ બની ગયો. એ સજ્જન છે એ તો હું જાણતો હતો.

પરંતુ મારે ખાતર એ આટલે સુધી જશે એ કલ્પના પણ ક્યાંથી આવે? આત્મ સન્માનથી આંખો મળી, અને પછી તો હું સૂઈ ગયો.

મેં લખવું-વાંચવું છોડી દીધું, અને નિશ્ચિંત બની ગયો. સાંજના આઠ વાગે સૂતો અને સવારના નવ વાગ્યે ઊઠતો. રૂપરાણી મારી તરફ જોઈ જોઈને હસતી હતી, જાણે કહેતી ન હોય કે જરૂર તમે પહેલા જ આવશો! આટલું છતાં ક્યારેક સંદેહ થતો કે ક્યાંક નાપાસ થઈ જઈશ તો? બનવા જોગ છે. મહતાબરાય દગો કરે તો! પણ પાછો વિચાર આવતો; મહતાબરાય એવો માણસ નથી, એને માટે આવો હલકો વિચાર કરવો એ પણ પાપ છે. તે જે કહે છે, તે જ કરી બતાવે છે. પ્રોફેસર કહેતા હતા-બહુ મહેનત કરીને વાંચવાનો નિર્ણય કર્યો હતો. ચાર દિવસમાં તો ઉત્સાહ ઠંડો પડી ગયો. અરે મહેરબાન! અમે તો પહેલેથી જ જાણતા હતા કે આ અમીરોના બાળકો માટેનો રોગ નથી. જેના બાપદાદાઓ ખાવાનું મૂકી જાય તેના વારસોને તકલીફ ઉઠાવવાની કાંઈ જરૂર! છોકરાઓ કહેતા-તમે ઠીક સમય સર સમજી ગયા, નહિ તો જરૂર કોઈ રોગમાં સપડાઈ જાત. રૂપરાણી તો તમને કતલ કરવા તૈયાર થઈ હતી. અને તમારે માટે અન્ય સુન્દર છોકરીઓની ક્યાં ખોટ છે! ઇચ્છો તો સામટા બાર લગ્ન થઈ જાય.

પરંતુ જ્યારે પરીક્ષાનું પરિણામ બહાર આવ્યું, ત્યારે સૌ કોઈ અવાક્ બની ગયું-યુનિવર્સિટીમાં હું પહેલો હતો.

આખાય શહેરમાં શોર મચી ગયો. પ્રોફેસર અને વિદ્યાર્થીઓ આ સાંભળતા અને આશ્ચર્યમાં પડી જતા. કહેતા હતા કે જરૂર આમાં કાંઈ ચમત્કાર છે. કોઈ આવીને મને કહેતું કે તાજબહાદુર યુનિવર્સિટીમાં તમે પ્રથમ આવ્યા છો. પણ હું જાતે માનવા તૈયાર ન હતો, શંકા પડતી. કેટલાક તો એમ કહેતા કે તમે તો છૂપા

રૂસ્તમ નીકળ્યા! અમે તો એમ માનતા હતા કે ભાઈ સાહેબ પાસ પણ નહિ થાય; તેને બદલે તો પહેલો નંબર આવ્યા. બધાની નજર મહતાબરાય પર હતી, પરંતુ તે તો સાધારણ નંબરે જ પાસ થયો. જરા માર્કસનો ફેર પડયો હોત તો નાપાસ પણ થાત. કેટલાક કહેતા કે એને હોંશીઆરીનો ઘમંડ આવી ગયો હતો. પહેલાં ઠીક હતા, હમણાં તો એ રૂપરાણીના શિકાર બની ગયા છે. એકજ કામ થઈ શકે છે, ભણવું કાં પ્રેમ! બંને કામ એક સાથે થતાં નથી.

આ સાંભળતો અને મારૂં દિલ ખિન્ન થતું. મને રહી રહીને એના પર દયા આવી રહી હતી. અને કયારે કયારેક તો એમ થતું કે બધું ખુલ્લું કરીને એની પ્રતિષ્ઠા બચાવી લઉં. પરંતુ એ સાહસ કરવાની હિંમત થતી ન હતી. એ દિવસે તો આખો દિવસ વધાઈ પર વધાઈઓ આવ્યા કરી. કોલેજના વિદ્યાર્થીઓ આવ્યા, પ્રોફેસરો પણ આવ્યા; પરંતુ રૂપરાણી અને મહતાબરાય ન આવ્યા. રાત્રે નવ વાગ્યા પછી હું મહતાબરાયને મળવા ગયો. મારા પગમાં તાકાત ન હતી. પગ લથડતા હતા, પરંતુ એ ઘેર ન હતા. એની મા રડતી હતી, અને રૂપરાણી એને છાની રાખી રહી હતી. હું ચુપચાપ બોલ્યા વિના પાછો ફર્યો. અને ઘેર આવી મારી શૈયા પર પડયો અને વિચાર કરવા લાગ્યો કે આ શું થઈ ગયું?

: ૧૧ :

## રૂપરાણી

મારાં લગ્ન તો થઈ ગયાં, પણ હું ખુશ–ખુશાલ ન હતી. તેઓ તો મને ચાહતા હતા, જીગરથી ચાહતા હતા; પગ તળે આંખો બિછાવતા હતા; મને પૂછ્યા વિના કોઇ પણ કામ ન કરતા. એમની સાથે લગ્ન થયા પછી, તેમને ઘેર મને કોઈ ચીજની ઊણપ ન હતી. હું માગું એ વસ્તુ મને ન મળે એ અસંભવ હતું. સાસુ–સસરો

મારા પર જીવ ન્યોછાવર કરતા હતા; અને કહેતા હતા-વહુ તો સાક્ષાત લક્ષ્મી છે. આવો આરામ રાજાઓની રાણીઓને રાજમહેલમાં પણ નહિ મળતો હોય. એમણે મોટરની દુકાન ખોલી હતી. હજારોની આવક હતી. આટલું છતાં યે હું આનંદમાં ન રહેતી. જીવનનો પમરાટ નહોતો દેખાતો. રહી રહીને મહતાબરાયની યાદ આવતાં દિલમાં આગ થતી. ભગવાન જાણે ક્યાં હશે? કેવી હાલતમાં હશે! શું કરતા હશે! પરીક્ષાનું પરિણામ આવ્યા પછી એમણે કોઈને પોતાનું મુખ બતાવ્યું નથી. એમની માતા પણ હરવખત રડયા જ કરતી. જે પુત્ર પર આટઆટલી આશા રાખી હતી, તે જ તેને છોડીને ચાલ્યો ગયો.

એમણે મહતાબરાયની માને મહિને વીસ રૂપીઆ બાંધી આપ્યા. તેઓ કહેતા-એ મારા મિત્રની મા છે. અને હવે તો તેઓ તેની પ્રશંસા કરતા થાકતા જ ન હતા, અને કહેતા હતા-એને મેં રહી રહીને ઓળખ્યો. એક દિવસ કહેવા લાગ્યા-હવે જો એ મને મળી જાય તો દુકાનનો મેનેજર બનાવી દઉં. મહિને હજાર રૂપિયા માગે તો પણ ના ન પાડું. એ મનુષ્ય નથી, દેવતા છે! ભલે મરણ આવે પણ એ બેઈમાન તો ન જ બને. આજે આવા માણસો દુનીઆમાં કયાં છે? હું આ બધું સાંભળતી અને મારી છાતીમાં કાળા અંધકારનાં વાદળ ઘેરાતાં.

અરે મહતાબરાય! તમે કયાં ચાલ્યા ગયા! મારા પર આટલોયે પ્રેમ નહિ! જતી વખતે મળવા પણ ન આવ્યા! પરીક્ષામાં નીચા નંબરે પાસ થયા તેમાં આ પગલું! કયારેક એમ પણ વિચાર આવતો કે ભગવાન એમને મારી સામે ન લાવે, નહિ તો મારૂં દિલ ડામાડોળ થઈ જશે. આ રીતે કેટલાંયે વર્ષ પસાર થઈ ગયાં; અને હું એક પુત્રીની માતા બની.

પ્રભાતનો સમય હતો. તેઓ મેજ પર ચાહ પી રહ્યા હતા. હું છોકરીને ગોદમાં લઈને એમની પાસે ગઈ અને બોલી, હવે આનું

કાંઈ નામ–બામ પાડશો કે નહિ ?

એમણે ટોસ્ટનો કકડો મોંમાં મૂકતાં જવાબ આપ્યો–કોઈ સુન્દર નામ બતાવ ?

મેં કહ્યું–હું શું બતાવું ? અને મારાં બતાવેલાં નામ તમને પસંદ કયાં પડે છે ? કેટકેટલાં નામ કહ્યાં ! પ્રભા, કમલિની, નલિની, ફૂલવતી, પ્રેમા, ચાંદરાણી, કુસુમ, ગીતા ! ચાહનો ઘૂંટડો લેતાં તેમણે કહ્યું–આ બધાં સાધરણ નામ છે, કાંઈક નવું શોધ ! કોઈ નવું નામ કહે.

મેં છોકરીના માથા પર રૂમાલ બાંધતાં કહ્યું–હવે તો તમારી પુત્રી માટે કોઈ નવું નામ આસમાનમાંથી ઊતરે તો થાય ! નહિ તો શું ! આટલું કહીને મેં છોકરીના ફૂલેલા ગાલ પર ટપલી મારતાં કહ્યું–કેમ દિકરી ! તારૂં નામ બિલ્લી રાખીએ તો ! બિલ્લીની જેમ જોઈ રહી છોને !

તેઓ ચા પી રહ્યા અને ટાઈની ગાંઠ બાંધતા બાંધતાં બોલ્યા–વારૂ ! નામ પસંદ કર્યું ને ! બિલ્લી ! કોઈ સુન્દર–પ્યારભર્યું નામ શોધને?

મેં જરા બનાવટી ક્રોધ કરીને કહ્યું–મને માફ કરો ! હવે તો હું કોઈ પણ નામ રાખવાની સલાહ નહિ આપું ! તમે જ કહો. અને હું આંખો બંધ કરીને કબૂલ કરીશ.

તેમણે કહ્યું–મારૂં પાડેલું નામ મંજૂર કરે તો હમણાં જ કહું !

મેં કહ્યું–બોલો ! જોઉં તો ખરી, કેવુંક નામ છે ! કોઈ નામ જ પસંદ નથી આવતું ! એમણે કેટલીક ક્ષણ મારી તરફ જોયા કર્યું, અને સહેજ વાર પછી કહ્યું–એનું નામ મહતાબકુમારી રાખીએ તો–

મારા દિલ પર જાણે કોઈએ ઘા માર્યો. આ નામમાં શું નવું છે ? અને મને તો આ નામ પુરુષના જેવું લાગે છે—ન ભાષા, ન મિઠાશ, ન પ્રેમ !

તેઓ ટાઈની ગાંઠ બાંધી ચૂકયા હતા. મારી પાસે આવ્યા, અને

પોતાનો હાથ મારા ખભા પર મૂકીને કહ્યું–હું મહતાબરાયના 'નામ પર આ નામ રાખવા માગું છું. એ મારો સર્વથી વધારે હિતસ્વી છે.

મેં એમને પકડીને મારી પાસે બેસાડ્યા. એમની સામે જ બીજી ખુરશી પર બેસી ગઈ અને છોકરીને કેડે લેતાં બોલી–એણે તમારા ઉપર ઉપકાર કર્યો ! જરાય નહિ. ઊલટાનો તમે એના પર ઉપકાર કર્યા છે. અને હજી પણ એની માનું પાલન કરી રહ્યા છો.

એમણે કહ્યું–નહિ રૂપ! એણે તો મને જીવન દીધું છે. એણે મને તારો પ્યાર આપ્યો, એણે મને સન્માન અપાવ્યું; મારામાં તાકાત નથી કે એના ઉપકારનો બદલો વાળું !

મારા દિલમાં અજબ તરેહનો એક વિચાર આવ્યો. મેં એમની આંખો સાથે આંખો મેળવી કહ્યું–જીવન ! મારો પ્યાર ! સન્માન ! એ શી રીતે ! જરા કહો તો !

તેઓ પણ પસ્તાતા હતા કે આ શું બોલાઈ ગયું ! એ ઇચ્છતા હતા કે આ પ્રશ્નને હું વધારે ન છેડું ! જે વસ્તુ ગુપ્ત રાખવા માગતા હતા તે બહાર આવી ગઈ. એ માનતા ન હતા, પણ મેં એ સાંભળવાનો આગ્રહ કરી કહ્યું–નહિ કહો તો આજ દુકાન પર પણ જવા નહિ દઉં. મેં મારા જીવનની કોઈ વાત તમારાથી છાની રાખી નથી. તમે કેમ છુપાવો છો ! તો પછી કહી દો કે મારા પર વિશ્વાસ નથી ! નહિ તો સાફ સાફ કહી દો, શી વાત છે તે.

એમણે કહ્યું–તું તો હવે હાથ ધોઈને મારી વાંસે પડી !

મેં કહ્યું–હું તમારી સ્ત્રી છું. જો તેણે તમારા પર ઉપકાર કર્યો છે, જીવન દીધું છે, તમારી ઇજ્જત બચાવી છે તો મારે પણ એ આત્માનો ઉપકાર માનવો જોઇએ ને ! વખત છે ને કોઈ વાર એ મને મળી જાય, ને હું એમનો ઉપકાર પણ ન માનું તો તેઓ પોતાના દિલમાં શું ધારે ? એ તો મનમાં એમ જ વિચારેને કે મેં આના પતિનું જીવન

બચાવ્યું છતાં આ તો તે ઉપકાર માનવામાંથી પણ ગઈ. હવે જલદી કહોને! તમને પણ વાર થાય છે!

એમણે કહ્યું-હું કહેવાને તૈયાર છું, પણ મને ડર છે કે તને મારે માટે ઘૃણા થશે.

મેં કહ્યું-એ તો તમને લાગે છે!

એમણે કહ્યું-મને લાગે છે કે તારી નજરમાં હું સદાને માટે હલકો દેખાઈશ.

મેં કહ્યું-દુનીઆમાં એવી કોઈ વસ્તુ, કે કોઈ તાકાત નથી કે તમને મારી નજરમાં હલકા પાડી શકે!

એમણે કહ્યું-હું ઇચ્છતો નથી કે મારા જીવનની આ રહસ્યમયી ઘટના તને સંભળાવું. પણ તું નથી જ માનતી તો શું કરૂં! સાંભળ ત્યારે—

: ૧૨ :

મેં નોકરને બોલાવ્યો, છોકરી તેને સાચવવા આપી, અને એક ચિત્તે સાંભળવા લાગી.

એમણે ખુરશીને અઢેલીને સીગાર સળગાવી. પછી એ ધીરે ધીરે કહેવા લાગ્યા—રૂપ! તને યાદ છે? તેં મને કહેલું કે, યુનિવર્સિટીમાં પહેલા આવો તો તમારી સાથે લગ્ન કરૂં, નહિ તો નહિ? તને એ પણ યાદ હશે કે તને મેળવવા માટે મેં અઢાર અઢાર કલાક વાંચવાનું શરૂ કરેલું. હું અમીર છું, મારી પ્રકૃતિ પણ અમીરોની છે. થોડા જ દિવસમાં હું બીમાર પડી ગયો. ડોક્ટર કહેતા હતા કે આમ ચાલુ રહેશે તો તાવનો ઉપદ્રવ હમેશનો થઈ પડશે. મા-બાપ કહેતા હતા, ભણવું છોડી દે; પરંતુ એ મને પસંદ ન હતું. હું જાણતો હતો કે મારા મોતનો દિવસ નજદિક આવતો જાય છે. મને મરવું કબૂલ હતું, અપમાનિત બનીને તારા વિના,

જીવવું કબૂલ ન હતું. યુનિવર્સિટીમાં પહેલે નંબરે આવવાનું મારે માટે મુશ્કેલ હતું, હિમાલયની ટોચપર ચડવા જેટલું મુશ્કેલ હતું. મોત અને નિરાશા મારી નજર સામે દેખાવા લાગ્યા. બચાવનો કોઈ રસ્તો ન હતો. ચારે તરફ અંધકાર જ અંધકાર હતો.

એવા કટોકટીના વખતે મહતાબરાય આગળ આવ્યો. એ વખતને ખાસા છ વર્ષ થઈ ગયા છે. પરંતુ એ દિવસ આજે પણ મને ગઈ કાલ જેટલો જ યાદ આવે છે. કોલેજ પાસેના બાગમાં હું ચોપડીઓ સાથે માથું ફોડી રહ્યો હતો. મહતાબરાય મારી પાસે આવ્યા અને બોલ્યા–તમે આ આત્મહત્યા શા માટે કરી રહ્યા છો? મેં એને મારી કઠણાઈઓ સમજાવી કહ્યું–કાં તો હું પહેલો આવું, ને કાં તો આ પ્રયત્નમાં જીવન ન્યોછાવર કરી દઉં. મારો આ સંકલ્પ સાંભળી એને દુઃખ થયું. મેં કોલેજમાં એનો તિરસ્કાર કર્યો હતો; મેં એને ગાળો આપી હતી; એને દુઃખી કરવાના અનેક પ્રયત્ન કર્યા હતા. છતાં એ ઇચ્છતો હતો કે મારો જીવ બચે; મને કશું દુઃખ ન થાય. આખરે તેણે કહ્યું–તમે લખવું-વાંચવું છોડી દો. પહેલો નંબર તમારો જ આવશે! મને નવાઈ લાગી. હું સમજી ન શક્યો કે એ કેમ બને!

મહતાબરાયે કહ્યું–મારા પ્રશ્નપત્રો પર તમારો નંબર હું લખી નાખીશ, અને તમારા પ્રશ્નપત્રો પર મારો નંબર તમે લખી નાખજો. મારૂં મન, આ દરખાસ્તનો વિરોધ કરતું હતું; મારૂં અંતઃકરણ ડંખતું હતું; પરંતુ મેં તારા લોભમાં એ પણ કબૂલ કરી લીધું. આ રહસ્ય આજ દિવસ સુધી મારા અને મહતાબરાય સિવાય આ દુનીઆમાં કોઈ જાણતું ન હતું. આજે જ્યારે આ ઘટનાને યાદ કરૂં છું ત્યારે લજ્જાથી મારૂં મસ્તક ઝુકી પડે છે. એ આ બલિદાન ન આપત તો એને માટે પ્રેમ, પ્રતિષ્ઠા, જ્ઞાન સર્વ કાંઈ હતું. પરંતુ મારે ખાતર–પોતાના મિત્ર પ્રેમને ખાતર એણે પોતાની સર્વ સિદ્ધિનું બલિદાન દઈ દીધું. ખરેખર, એ આદમી

નહિ દેવ છે. હું એની પાસે પશુ સમાન છું. અરે! પશુ કરતાં પણ ઊતરતી કોટીનો છું. ભગવાન જાણે એ અત્યારે ક્યાં હશે! આજે એ જો મને મળી જાય તો એને આંખો પર બેસાડું.

આટલું કહેતાં કહેતાં એમની આંખોમાં આંસુ આવી ગયાં. બલિદાન અને બહાદુરીની આ અલૌકીક કહાણી સાંભળીને મારાં રુવાંડાં ઊભાં થઈ ગયાં. હું તો મહતાબરાયને યોગ્ય અને શ્રેષ્ઠ સમજતી હતી, પરંતુ એ આટલા વીર અને મહાન હશે એવું નહોતું કલ્પ્યું મારા મનમાં એનો પ્રેમ સૂઈ ગયો હતો. મિત્રતાની આ ઘટના સાંભળીને એ સુષુપ્ત લાગણી ફરી જાગૃત થઈ; એ પ્રેમની આગ મને દઝાડવા લાગી.

મને રહી રહીને વિચાર આવતો હતો કે હું આવા મહાપુરુષની સ્ત્રી કેમ ન બની! એની સાથે ઘાસના ઝૂંપડામાં પણ મને મહેલનો આનંદ મળત; હું ભૂખી–તરસી પણ આનંદથી નાચતી, ગાતી, ખુશીથી સમાતી ન હોત.

: ૧૩ :

હવે મારી નજરમાં મારા પતિની આબરૂ કે પ્રતિષ્ઠા જરાયે ન રહ્યાં. હું એમ માનતી હતી કે એ આદમી નથી પણ કસાઈ છે—અરે! એથી પણ ખરાબ. એ તો જાનવરોને મારે છે, ત્યારે આણે તો એક આદમીની કતલ કરી છે. અને વળી એ પણ એનો મિત્ર જ, જે એને ચાહતો હતો, એને માટે સર્વ કાંઈ કરવા તૈયાર રહેતો. એ મારી નજદિક આવતા ત્યારે મારું શરીર કંપી ઊઠતું. હું ઇચ્છતી હતી કે એમનાથી દૂર દૂર ક્યાંક નાસી જાઉં! કોઈ એવી દુનિયામાં, જ્યાં તેઓ ન હોય.

મને મારા ધર્મનો ખ્યાલ નહોતો રહ્યો એમ તો માનશો જ નહિ. હું મારા દિલને સમજાવ્યા કરતી હતી, પણ દિલ સમજવા તૈયાર ન હતું. હું કહેતી: આ મારા પતિ છે. દિલ કહેતું: એથી

શું ! એણે જે પાપ કર્યું છે, એ કાંઈ ઓછું તો નથી જ. હું કહેતી: બચપણમાં હરકોઈથી ભૂલ થઈ જાય છે. દિલ કહેતું; એ ભૂલ ન હતી, મિત્રનો વિશ્વાસઘાત હતો.

આ ઘટના મારા સાંભળવામાં ન આવી હત તો, મારા દિલમાં આવી આગ ન લાગત. આ કહાણી કહ્યા પછી તેઓ પસ્તાતા હતા; મારા દગ્ધ થએલા દિલપર તેઓ ઠંડું જળ સિંચતા હતા. પરંતુ એ ઠંડા જળથી મારી આગ બુઝાતી ન હતી, એ તો ઊલટી વધારે જલતી હતી. બોલવા ચાલવાનું પણ બંધ થઈ ગયું. અમે બંને એક બીજાથી જુદી જુદી દિશામાં મુખ રાખી રહ્યા હતા. બંને એક જ ઘરમાં રહેતાં હતાં. એક જ ઓરડામાં સૂતાં હતાં, પણ એક બીજાથી વાતચીત કર્યા વિના અઠવાડીયાઓ વીતી જતા. કયારેક બોલતાં, તો સીધી રીતે તો નહિ જ—એક બીજાને સંભળાવવા માટે જ. મેં જોરથી કહ્યું—ખાવાનું ઠંડુ પડી જાય છે, પછી ફરિયાદ કરશો કે નોકરો બેદરકાર થઈ ગયા છે. અને એમણે મને સંભળાવવા ખાતર કહ્યું—આ ચોપડી તો પછી પણ વંચાશે, એટલું તો જાણવું જોઈએ ને કે ફરવાનો વખત થઈ ગયો છે! શોફર બહાર હોર્ન વગાડી રહ્યો છે, અને અહીં કોઈ સાંભળતું પણ નથી.

તેઓ દુકાને ચાલ્યા જતા ત્યારે હું વિચાર કરતી કે છેવટ આમ કયાં સુધી ચાલશે ! આજ જરૂર એમને બોલાવીશ. પણ જ્યારે તેઓ નજર સામે આવતા ત્યારે પાછાં એજ ઝેર અને ક્રોધ શરીરમાં પ્રવેશ કરતાં કે મોં પણ ન જોવું. એમના ચહેરાનો ભાવ જોતાં લાગતું હતું કે તેઓ બોલવા માટે વ્યાકુળ છે. કયારેક કયારેક બોલાવતા પણ ખરા; પણ પાછા ચુપ થઈ જતા. એ એમ માનતા હતા કે વખતે હું બે–ચાર સંભળાવી દઈશ. એ મારી સાથે પૂરેપૂરું બોલી શકતા ન હતા. પણ મને ફળ મળ્યાં કે નહિ, હું બહાર ફરી આવી કે નહિ, વગેરે બાબતોપર પૂરેપૂરું ધ્યાન આપતા.

એક દિવસ હું બે સખીઓ સાથે સિનેમા જોવા ગઈ હતી. ખેલ

ખલાસ થયો અને બહાર આવી, તો શોફર મોટરમાં ન હતો. અમારે ચાર પાંચ મિનિટ રાહ જોવી પડી કેમકે તે જરા ચહા પીવા ચાલ્યો ગયો હતો. કોણ જાણે કોણે આ વાત તેમને કરી અને શોફરને તેમણે ખૂબ ઠપકો આપ્યો. એ માફી માગતો હતો, આજીજી કરતો હતો, આવી ભૂલ ભવિષ્યમાં ફરી ન કરવાના સોગંદ ખાતો હતો, પણ સાંભળે જ કોણ! ખૂબ ઠપકો આપ્યો, અને કહ્યું–તું મોટર છોડીને ગયો જ કેમ? એની સાથે એની બે સાહેલીઓ હતી. તારી રાહ જોવી પડી, એ જોઈએ શું કહેતી હશે! કેવા નોકર રાખ્યા છે! સહેલ-સપાટા કરતા ફરે છે. તારૂં શું ગયું! નાક તો અમારૂં ગયું! તારા જેવા આદમીનું મારે ત્યાં કામ નહિ. હિસાબ લઈ લે અને રસ્તે પડ. તને બીજે નોકરી મળી રહેશે, અમને બીજો નોકર મળી રહેશે.

હું પાસેના ખંડમાં બેઠી બેઠી સાંભળતી હતી; એ આટલી હદ સુધી ગયા ત્યારે મારાથી ન રહેવાયું. આંગણામાં ગઈ, અને કહ્યું–બહુ થયું હવે! બિચારો માફી માગે છે ને! આ વખતે માફ કરો. શોફર તરફ ફરી બોલી–ફરી કોઈ વાર તો આવું નહિ થાય ને! કાન પકડ જોઉં! શોફરે કાન પકડતાં કહ્યું–બાઈ સાહેબ! આવી ભૂલ ફરી નહિ થાય. હવે કદી આવું થાય તો તરત રજા આપી દેજો.

મેં પાછી બીજી વાર સિફારસ કરી–લ્યો, હવે તમે પણ માફ કરો. માણસ છે, ગધેડો નથી; હવે ભૂલ નહિ કરે.

એમણે મારી તરફ જોયું, પણ મારી આંખોથી આંખો મેળવી ન શક્યા. આગ શાન્ત થઈ ગઈ હતી, પરંતુ હજી રાખ ગરમ હતી. તેઓ બોલ્યા–હવે ભૂલ કરી તો બીજી જ મિનિટે કહી દઈશ કે ચાલ્યો જા.

હું ખંડમાં પાછી આવી. શોફર બહાર ચાલ્યો ગયો એટલે તેઓ પણ એ ખંડમાં આવ્યા, અને કહ્યું–મારૂં મન કહે છે કે એને કાંઈક ઈનામ આપવું. કેમ તારો શો મત છે! કહે તો!

મેં આશ્ચર્યથી એમની તરફ જોયું. એક બીજાને બોલવામાં જે સંકોચ હતો, તે ધીરે ધીરે દૂર થતો જતો હતો.

તેઓ પાછા બોલ્યા—એ ભૂલ ન કરત તો મારાં રિસાયેલાં રાણી કેમ માનત ! એણે ભૂલ કરી અને મારું કામ થઈ ગયું.

મેં બનાવટી ક્રોધ કરી કહ્યું—ચાલો, જાવ અહીંથી ! દુકાને જવાનો વખત થઈ ગયો છે.

પરંતુ તેઓ વધુ પાસે આવ્યા.

પહેલા આગ શાંત થઈ ગઈ હતી, હવે રાખ પણ ઠંડી થઈ ગઈ.

: ૧૪ :

## તાજબહાદુર

આજે અમે કેટલાયે દિવસો પછી સાંજે ફરવા નીકળ્યા. આજે અમારી ખુશીનો પાર ન હતો. કેટલાયે દિવસો પછી આવી ખુશાલી અમે અનુભવી.

રૂપરાણીનો ચહેરો પણ ચમકી રહ્યો હતો. વાત વાતમાં હસતી હતી. ગઈ કાલ રાત સુધી તો આ રૂપના ચાંદ પર ક્રોધનાં વાદળ છવાયાં હતાં. ગઈ કાલે આવી હવા પણ ન હતી. આજે તો હું પહાડના શિખર પર જવાનો હતો, ગઈ કાલ સુધી માથે બોજો હતો: આજે તો હું હવામાં ઊડતો હતો. ગઈ કાલે બીમાર હતો, આજે સ્વસ્થ બની આનંદથી ફરતો હતો.

ગોમતીને કિનારે આવતાં અમે મોટરમાંથી બહાર આવી આસ્તે આસ્તે ટહેલતાં હતાં. આ એ જ સ્થાન હતું કે જ્યાં પાંચ છ વર્ષ પહેલાં મહતાબરાયે આવીને મારી સાથે સુલેહની માગણી કરી હતી. અને ત્યારથી હું અહીં આવ્યા કરતો. અહીં આવતા ત્યારે મારી સ્મૃતિ ફરી તાજી બનતી. અહીં મને મહતાબરાયનું જીવતું જાગતું ગૌરવ નજરે દેખાતું. અહીં જ એણે મારી સાથે પ્રેમનો હાથ લંબાવ્યો હતો; આ જ જગ્યાએ પોતે મિત્રતાની વેદી પર કુરબાન થયો હતો.

એકાએક હું ચોંકયો–આજ અહીં અસલ, એનું જ મુખ મોજૂદ હતું. એજ ચહેરો, એજ આંખો ! ઘડીભર એની તરફ જોઈ રહ્યો, અને બીજી જ ક્ષણે દોડીને તેને ભેટી પડ્યો. ત્રીજી ક્ષણે તો અમે બંને હસતા હતા કે રડતા હતા કહેવું પણ મુશ્કેલ બન્યું. અને રૂપરાણી પત્થરની મૂર્તિની જેમ ઊભી ઊભી અમારી સામે જોઈ રહી હતી, પણ કાંઈ બોલતી ન હતી.

થોડા વખત પછી દિલનો ઉભરો શાંત થયો ત્યારે અમે તે જ જગ્યાએ બેસી ગયા. અને વાતો કરવા લાગ્યા.

સૌથી પહેલાં તો મેંજ કહ્યું–કેટલા કઠોર છો ! અમને કાંઈ કહ્યું પણ નહિ, અને ગુમ થઈ ગયા ! કયાં હતા ? શું કરતા હતા ? મને કહો !

મહતાબરાયે હસીને કહ્યું–પહાડો તરફ ચાલ્યો ગયો હતો. બહુ જ મજામાં હતો. સહેલ–સપાટા કરતો હતો.

રૂપરાણી–પહાડો પર જવાથી તો માણસ તાજુંમાજું બને કે દૂબળુંપાતળું ! મોં તરફ નિર્દેશ કરી ફરી બોલી–જરા મો તો જુઓ ! આ પહાડમાંથી આવે છે ! અંદર ઊતરી ગયેલી આંખો, પીળા પચ જેવા ગાલ ! જુવાનીમાં બુઢ્ઢાપો અને પાછા કહે છે કે પહાડની હવા ખાતો હતો.

મેં કહ્યું–રંગરૂપ ફરી ગયાં છે ને ! કાંઈ બીમાર હતા

મહતાબરાય–બિલકુલ નહિ, પહાડોમાં રહેનારા બીમાર નથી પડતા. તમારી વાત તો કહો, તમારા શું તાલ છે ?

મેં કહ્યું–અમે તો ખૂબ મજામાં છીએ. જુઓને, લાલ લાલ થઈ ગયાં છીએ ! પરંતુ, ભાઈ ! તમે તો અમને સાવ ભુલાવામાં નાખ્યા !

રૂપરાણીએ, કંઈ કહેવા માગતી હોય એવી નજર કરીને મહતાબરાય તરફ જોયું અને કહ્યું–અમે તો તમારા વિચારમાં હેરાન

હતા કે ભલા માણસ! તમે તે ક્યાં ગુમ થઈ ગયા! એકે કાગળ પણ ન લખ્યો! બંને ત્યાં આવત અને જબરજસ્તીથી અહીં ખેંચી લાવત,

મેં એ વાતને અનુમોદન આપ્યું-ભાઈ, હવે તમે માનો યા ન માનો, પણ હું તમને દરરોજ યાદ કરતો હતો. એવો એક પણ દિવસ નહોતો જતો જ્યારે અમે તમને યાદ કર્યા ન હોય!

રૂપરાણીએ વાતને કાપતાં કહ્યું-બિલકુલ જૂઠું!

વાત તો સાધારણ હતી, પણ મને બહુ માઠું લાગ્યું. વિચાર આવ્યો કે આમ, વાતો વધારીને કહેવાની રૂપરાણીને શી જરૂર? અમે વાતો કરીએ છીએ તે સાંભળ્યા કરે.

મહતાબરાય-તમે મારી બાબતમાં અનેક વાતો કરી, પણ સત્ય વસ્તુ મેં તમને કહી દીધી તે જ છે.

મેં કહ્યું-અરે ભાઈ! તમે તમારી માતાનો ખ્યાલ પણ ન કર્યો, તો અમારો ખ્યાલ તો કયાંથી હોય?

રૂપરાણીના ચહેરાપર નારાજીના ચિન્હો દેખાવા લાગ્યા, પરંતુ હું રાજી તો એટલા માટે હતો કે મેં એને એવો સજ્જડ જવાબ આપ્યો છે કે તેની પાસે જવાબ જ ન મળે.

મહતાબરાય-મને ખબર પડી ગઈ હતી કે તમે એના ખાવાપીવાનો પ્રબંધ કર્યો છે, એટલે હું નિશ્ચિંત હતો.

કેવો સુંદર જવાબ હતો. હું મારા દિલમાં પામી ગયો, અને શરમાઈને બોલ્યો-સારૂં, હવે શો ઇરાદો છે! અહીં જ રહેશોને?

રૂપરાણી હસતાં બોલી-કેમ નહિ રહે, હવે એમને જવા જ કોણ દેવાનું છે!

મને પાછી આ વાત ખટકી.

મહતાબરાય-મને તમારી પાસે રહેવામાં આનંદ મળે, પરંતુ

કલકત્તામાં એક શેઠને ત્યાં ભણાવવાની નોકરી મળી ગઈ છે.

રૂપરાણીએ મારી તરફ જોયું, અને મૂગી ભાષામાં જ કહ્યું-આ આપણે સારૂ થઈને વતન છોડીને જાય છે.

મેં કહ્યું-તમારે નોકરીની જરૂર જ શી છે! મારી પાસે આવતા રહો! મહિને હજાર રૂપિયા આપીશ.

મહતાબરાય-અરે ભાઈ, એમ તે કયાં સુધી ચાલે! તમારી મુલાકાત થઈ ગઈ, એટલું જ ઘણું. હવે જવા દો.

મેં એના ખભાપર હાથ રાખી કહ્યું-મારે ત્યાં મોટરની એજન્સી છે, એની બધી વ્યવસ્થા તમે સંભાળી લો. મારા એકલાથી બધે પહોચાતું નથી.

મહતાબરાય કેટલોક વખત સુધી ગોમતીના પાણી તરફ જોતા જ રહ્યા, અને મનમાં વિચાર્યું કે શું જવાબ દઉં! આખરે બોલ્યા-નહિ ભાઈસાહેબ! મારાથી મોટરોનું કામકાજ થઈ શકે તેમ નથી. ત્યાં માત્ર એક જ છોકરાને ભણાવવાનું. ભણાવીને ઘર ભેગા.

રૂપરાણીએ ઠંડો નિસાસો નાખ્યો. એના ચહેરાનો રંગ જોઈ હું બધું સમજી ગયો.

જો આ સમજવા ન પામ્યો હત તો મહતાબરાયને બાંધીને પણ રોકી રાખત. પરંતુ હવે તેને રોકવાની મારા દિલમાં જરાયે ઇચ્છા ન હતી. પોતાના ઘરના આંગણામાં વિષનું ઝાડ કોણ વાવે

મેં કહ્યું-સારૂં, તમારૂં પોતાનું કામ શરૂ કરો. કલકત્તા, મુંબઈ કે મદ્રાસ. મહતાબરાયે મારી તરફ જોયું અને હસીને જવાબ આપ્યો-રૂપિયા કયાં છે!

મેં ખીસામાંથી ફાઉન્ટન પેન કાઢી અને વીસ હજાર રૂપિયાનો ચેક ફાડી આપ્યો, અને તેને દેતાં કહ્યું-આ રૂપિયા!

રૂપરાણીને મારી ઉદારતાથી આશ્ચર્ય થયું. પરંતુ એ જાણતી ન હતી કે એને લખનૌમાંથી દૂર કરવા માટે આથી પણ વધારે

રૂપિયા આપવા હું તયાર હતો.

પણ મહતાબરાયે આ ચેક પાછો આપ્યો, અને કહ્યું-ભાઈ, તમારો ઉપકાર કેમ ભૂલું! ધંધા-ધાપા અને વેપાર-વણજમાં મારૂં મગજ કામ કરતું નથી. નકામા બધા પૈસા વેડફાઈ જાય.

મારૂં માથું લજ્જાથી નમી ગયું. હું ચોકકસપણે સમજતો હતો કે યોગ્યતા અને સજ્જનતામાં મહતાબરાય મારા કરતાં આગળ છે, પણ આથી તો મને એ પ્રતીત થયું કે અમીરીમાં પણ એ આગળ વધેલો છે.

એને ધનની પણ પરવા નથી. એને ધનનો મોહ ન હતો, કે ન થયો. એના મનમાં ધનની કોઈ કિંમત હોય એમ મને ન લાગ્યું. વીસ હજાર કોઈ નાનીસૂની રકમ ન હતી. આટલી રકમને માટે તો દુનીઆમાં મોટામાં મોટી કુરબાની કરવા માણસ તૈયાર થઈ જાય. દસ દસ રૂપિયા માટે ભાઈ ભાઈનુ ખૂન કરતાં મેં જોયા છે. પરંતુ મહતાબરાયે ગરીબ હોવા છતાં પણ વીસ હજારની રકમને તુચ્છ ગણી. એણે દરેક ક્ષેત્રમાં મારા પર વિજય મેળવ્યો છે, એટલે આ ક્ષેત્રમાં કેમ હારે? એની મહત્તા સામે મેં મસ્તક નમાવ્યું. હવે મારા મનમાં જરાયે સંકોચ ન હતો. મને ખાત્રી થઈ કે આ માણસ અન્યની ઈજ્જત પર કદી ય હાથ નહિ નાખે; એને માટે એ અસંભવ છે. એ એટલો નીચે જઈ જ નહિ શકે. એ મનુષ્ય નથી, દેવતા છે, દેવતાઓ કરતાં પણ વિશેષ! રૂપનાં જાદુ દેવતાઓને પણ ડગમગાવી ગયાં છે, આને નહિ ડગાવી શકે. એણે મનને જીતી લીધું છે; એણે એની વૃત્તિઓને બાંધી લીધી છે, વશ કરી લીધી છે.

મેં કહ્યું-મને લાગે છે કે તમે હજી મને પરાયો માની રહ્યા છો.

મહતાબરાયે હસીને કહ્યું-તેનું એક પ્રમાણ તો એ કે કલકત્તાથી ખાસ તમને મળવા આવ્યો.

મેં કહ્યું-પોતાનો માનતા હો તો આટલો સંકોચ કદીયે ન કરત.

મનુષ્ય સંકોચ પરાયાથી કરે છે, પોતાના હોય તો ભાણામાંથી પણ પરાણે લઈ લે છે. મેં એ વાત તમારી પાસે કરી, તે બંને તમે નામંજૂર કરી, એનું શું કારણ? કેમ રૂપરાણી! તું શું કહે છે?

રૂપરાણીના માથા પરથી સાડી ખસી ગઈ હતી. એને સરખી કરતાં બોલી–આ બધાનો અર્થ એ છે કે હવે એમણે આપણી પાસે જ રહેવું પડશે. એમનું કોઈ પણ જાતનું બહાનું સાંભળવું નથી. કાલે મોટરમાં નાખીને દુકાનપર લઈ જજો, અને ઓફીસમાં બેસાડી દેજો. જે મનુષ્ય સીધી રીતે ન માને તેના માટે આવો જ ઉપાય હોય.

મેં કહ્યું–લાખ રૂપિયાની વાત કરી! એ જ બરાબર છે.

રૂપરાણી–અને કલકત્તે પેલા શેઠને લખી નાખજો કે હવે મહતાબરાય નહિ આવે, અને પોતાના છોકરા માટે, કોઈ બીજો શિક્ષક શોધી લે. ઘેરથી ભાગી છૂટેલો બીજો શિક્ષક શોધી લે.

મહતાબરાય–અરે ભાઈ, એવો ગજબ ન કરતા! ક્યાંક એવું ન બને કે અહીંથી પણ રહું અને ત્યાંથી પણ રહું.

રૂપરાણી–એને આવો મૂર્ખ ક્યાંથી મળે, જે બે રોટલીના બદલામાં આખો દિવસ ભણાવવામાં ભેજાનું દહીં કરે!

મેં કહ્યું–એટલે જ તો આ રોટલી જેવું મોઢું થઈ ગયું છે!

રૂપ૦–પરદેશનો પ્રવાસ બુરો હોય છે. એટલા માટે તો કોઈએ કહ્યું છે કે પરદેશની આખી રોટલી કરતાં દેશની અરધી રોટલી સારી!

મહતાબરાય હસતાં હસતાં બોલ્યા–ત્યારે એનો અર્થ એ કે ત્યાં બે રોટલી મળતી હતી, ત્યારે હવે અહીં એક જ મળશે, એમને! ના ભાઈ! એકમાં તો મારૂં પેટ ભરાય તેમ નથી. એના કરતાં તો પરદેશનો ધક્કો ભલો.

મેં કહ્યું–પરદેશના ધક્કા તો એ ખાય કે જેને દેશમાં કાંઈ ન મળે. તમારે માટે તો આ જાન પણ કુરબાન છે.

મહતાબરાયની આંખમાં આંસુ આવી ગયાં. ગળગળા સ્વરે

કહ્યું–આવો સહારો કે વાત કરનાર કલકત્તામાં કોઈ ન હતું ! આ પ્યાર, આ હેત, આ પોતાપણું, પરદેશમાં ક્યાંથી હોય ?

રૂપરાણી–અને એટલા માટે તો આપ ત્યાં જવા ઇચ્છો છો ?

મેં કહ્યું–હવે એ આપણા કેદી છે.

: ૧૫ :

## મહતાબરાય

જોરજુલમથી પળાવવામાં આવતી આજ્ઞાને ઉથાપી શકાય છે, પરંતુ પ્રેમ અને પ્યારની આજ્ઞાને ટાળી શકાતી નથી. મારે માનવું જ પડ્યું અને તાજબહાદુરની નોકરી કરવી પડી. મને ભય હતો કે ચાર છ દિવસમાં જ તાજબહાદુરની આંખો ફરી જશે. દોસ્ત શેઠ હોય એ ન ઇચ્છવા જોગ હતું. દોસ્ત ભલે રહ્યો પણ અંતે તો માલિક જ ને! કોણ જાણે ક્યારે એનું મન ફરી જાય? એને માલિક બનવામાં જ લાભ છે, મિત્ર બનવામાં લાભ નથી. વ્યાપારી કદી નુકશાન નથી ચાહતો. પણ જ્યાં સુધી મારી સાથેના સંબંધને લાગતું વળગતું હતું ત્યાં સુધી એ સોળે સોળ આના મિત્ર હતો. હું દુકાન લુંટાવી દઉં તો પણ એને પરવાહ ન હતી. મારે મુકાબલે એને સારા વ્યાપારની પરવાહ ન હતી. હું ક્યારે આવું છું, જાઉં છું, શું કરૂં છું, એ વાતથી એને જરા પણ મતલબ ન હતી. એ ઇચ્છતો હતો કે મારા મનમાં એને માટે જુદાઈ ન રહે. મને એમ ન લાગવું જોઈએ કે હું કોઈની નોકરી કરૂં છું. આ વિચારથી મારૂં મન એણે જીતી લીધું. હું નોકર હોવા છતાં પણ નોકર ન હતો; એ માલિક હોવા છતાં માલિક ન હતો. દુકાનનો સર્વ કારભાર મારા હાથમાં હતો. એ દુકાન પર આવતો પણ ન હતો.

હું અને મારી મા એક સાધારણ પણ સુંદર મકાનમાં રહેતાં

હતાં. અમારા દિવસો સંતોષ અને આનંદમાં વીતતા હતા. પણ ક્યારેક ક્યારેક એમ લાગતું કે મારા મનમાં ચોર છે. એ ચોર ક્યારેક ઉદાર બની જતો, અને મારી આંખોમાં એનું સ્થાન જમાવતો. ક્યારેક ડરી જાય ત્યારે દિલના ખૂણામાં છુપાઈ જતો. એ જ ચોર રૂપરાણીની પાછળ પડ્યો હતો. હું વિચાર કરતો હતો કે આ ચોર મારો સંતોષ તો નહિ ચોરી લે ને! હું સતત સાવધ રહેતો હતો. છતાં પણ જાણતો હતો કે જરા પણ ગાફેલ રહીશ તો ચોર ચોરી કરવામાં ગાફેલ નહિ રહે.

તાજબહાદુર કાંઇ પણ સમજતો ન હતો. મારી અને રૂપરાણીની આંખો એ ઓળખી શકતો ન હતો. અમારા ઉપર એને જરા પણ સંદેહ ન હતો. એટલું પણ એને યાદ રહ્યું ન હતું કે અમારી વચ્ચે એક દિવસ પ્યાર હતો. એ પ્યાર, પ્રેમની જરા પણ હવા લાગવાથી ક્ષુબ્ધ થઈ જાગૃત થશે એનો એને ખ્યાલ પણ ન હતો. હું મારો પ્રયત્ન મજબૂત રીતે ચાલુ રાખતો હતો કે રૂપરાણીથી બને તેટલા દૂરના દૂર રહેવું. તાજબહાદુરને એનો પણ ખ્યાલ ન હતો. એ એમ જ માનતો હશે કે જે થવાનું હતું તે તો થઈ ગયું, હવે શું બની શકે! તેઓ બંને સવારના ફરવા જતાં તો જબરજસ્તીથી મને સાથે તેડી જતાં. સિનેમા જોવા જતાં તો હું પણ સાથે જતો. એ ક્યાંઈ પણ બહાર જતાં તો મારા વિના જતાં જ નહિ. મને એમની સાથે જવામાં સંકોચ થતો હતો, એમને જરાયે સંકોચ ન હતો. એમને માટે હું ઘરનો જ માણસ હતો, એમનો દરેક આનંદ મારા વિના અધૂરો જ રહેતો. આમને આમ દિવસો પસાર થતા જતા હતા. હું દુકાનપર કામ કર્યા કરતો હતો; કમાણી પણ કરતો હતો; છતાં મારૂં દિલ અશાંત હતું અને એ અશાંતિ દિવસે દિવસે વધતી જતી હતી.

એક દિવસ હું તાજબહાદુરને મળવા માટે એના મકાનપર ગયો, તો તાજબહાદુર ઘેર ન હતો. હું પાછો ફરવા જતો હતો

ત્યાં રૂપરાણીએ મને રોકી પાડ્યો. લાચાર થઈ મારે રોકાવું પડ્યું. મારૂં દિલ ધડક્ ધડક થતું હતું.

રૂપરાણીએ મને સોફાપર બેસવાની ઇસારત કરી અને હસીને કહ્યું–આપ હંમેશા એમને મળવા આવો છો, તમારી નજરમાં હું કાંઈ પણ નથી?

મારૂં દિલ વધારે ને વધારે ધડકવા લાગ્યું. સોફાપર બેસી હું બોલ્યો–આ તો આપનો જુલમ છે! હું એમને એકલાને મળવા આવતો નથી પણ બંનેને મળવા આવું છું.

રૂપરાણી–હું તો એમજ માનું છું કે આજ દિવસો સુધીમાં આપ એમને જ મળવા આવો છો, મને મળવા આજ સુધીમાં કદી આવ્યા નથી.

મેં કહ્યું–એનો જવાબ શો દઉં!

રૂપરાણીએ સામેના સોફાપર બેસતાં કહ્યું–એનો જવાબ હોતો જ નથી.

મેં જમીન તરફ જોતાં કહ્યું–વાત એમ છે કે દુકાનપર કામ બહુ જ રહે છે.

રૂપરાણી–તો એક આસિસ્ટંટ વધારે કેમ નથી રાખી લેતા? માણસ એટલું જ કામ કરે, જેટલું તેનાથી થઈ શકે.

મેં હસવાનો પ્રયત્ન કરતાં કહ્યું–હું આસિસ્ટંટ માંગુ તો ભાઈ સાહેબ મને જવાબ દઈ દેશે કે ચાલ્યા જાવ!

રૂપરાણી–બિલકુલ ખોટી વાત, એ એવા નથી.

મેં કહ્યું–આપની સાથે નહિ, મારી સાથે તો છે.

રૂપરાણી–ઠીક ત્યારે, તમે ન કહેશો, હું જ કહીશ.

મેં કહ્યું–એ તો વળી ઘણું ખરાબ, એ એમ સમજશે કે મેં કહેવડાવ્યું છે.

રૂપરાણી—હું ચોખ્ખે ચોખ્ખું કહીશ કે મને કોઈએ કહ્યું નથી. હું એમ કહીશ કે આટલું બધું કામ એક માણુસ પર શા માટે નાખ્યું છે! બોજા તળે કચરીને મારી નાખવા છે! એમની સાથે તમે પોતે કામ કરો, અગર તો બીજો મદદગાર આપો.

મેં કહ્યું—આ તો વળી એથી પણ વધારે ખરાબ! એ એમ જાણુશે કે આપને મારી આટલી ચિન્તા શા માટે? વાત ઉપર વાત નીકળશે! કોઈ દિવસ એમના દિલમાં પણ આનો ખ્યાલ આવશે; ત્યાં સુધી થોભવામાં શો વાંધો?

રૂપરાણી—ત્યારે એનો અર્થ તો એ જ ને કે આપને મારી નજર સામે કામના બોજા તળે પિસાતા દેખું, અને ચૂપજ રહું. ખરૂંને!

મેં કહ્યું—ત્યારે બીજું શું! આવી હાલતમાં માણુસે શાન્ત જ રહેવું જોઈએ.

રૂપરાણી—ચૂપ રહેવું એટલે નરી કાયરતા!

મેં વાતને ઉડાવવા માટે કહ્યું—કાયરતાનો અર્થ છે બુદ્ધિમત્તા અને સમજદારી!

રૂપરાણીએ ઉપલા શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા કરી કહ્યું—મારી જગ્યાએ આપ હો તો શું કરો!

મેં કહ્યું—કાંઈ પણ નહિ. જે થાય છે તે થવા દઉં! અને આપને ખાત્રી આપું છું કે, એટલું બધું કામ પણ નથી, જે મને કચરી નાખતું હોય?

રૂપરાણીએ મારા તરફ ભાવભરી નજરે જોયું, ઠંડો નિસાસો નાખ્યો અને ગરદન ઝુકાવી લીધી; મને એમ લાગ્યું કે જાણે એ મને કહી રહી હતી કે—તમે આવા નિષ્ઠુર કેમ બની ગયા! હું ઇચ્છતો હતો કે એની સામે મારૂં દિલ ખોલીને રાખી દઉં, અને સાફ સાફ કહી દઉં કે તેં મને અત્યાર સુધી ઓળખ્યો નહિ! પણ જાગૃત થયેલા ભાવોને અંદર ને અંદર દાબી દીધા અને ચાલ્યા

જવા માટે ઊભો થયો.

રૂપરાણીએ કહ્યું--જરા બેસો તો ખરા, મારે તમને એક વાત પૂછવાની છે.

હું પાછો બેઠો. રૂપરાણીએ જમીન પર બિછાવેલા ગાલીચાના છેડા ભણી જોતાં કહ્યું–શું હજી આપને મારો વિચાર આવે છે?

આ પ્રશ્ન ન હતો–મારા મનના ચોરને પાગલ બનાવી દેનાર ઝેરી નશો હતો. આત્મા એમ કહેતો હતો કે જે કાંઈ મારા દિલમાં છે તે બધું કહી દઉં, પરંતુ મેં કહ્યું–કશું પણ નહિ–જરા પણ નહિ.

રૂપરાણી–હું પણ એ જ ઇચ્છું છું કે તમે મારો ખ્યાલ છોડી દો. આટલું કહેતાં કહેતાં તો એની આંખમાં આંસુ આવી ગયાં, અને અવાજ ગળામાં અટક્યો. મેં મારા કાંડાની ઘડિયાળ તરફ જોઈને કહ્યું–હવે મને રજા છે?

રૂપરાણીએ મસ્તક હલાવતાં કહ્યું–હા.

હું ઊભો થઈ ગયો, અને આખાએ શરીરનું બળ એકત્ર કરીને બોલ્યો–અગર આપને ખોટું ન લાગે તો, એક વાત હું પણ પૂછી લઉં!

રૂપરાણીએ જમીન તરફ જોતાં મસ્તકના ઇસારાથી કહ્યું–પૂછો?

મેં કહ્યું–આપને તો અહીં કાંઈ તકલીફ નથી ને?

મસ્તકના ઇસારાથી જ રૂપરાણીએ કહ્યું–નહિ.

મેં કહ્યું–આપના જીવનમાં ખુશાલી અને સુખ છે ને?

રૂપરાણીએ ધીરેથી કહ્યું– હા.

મેં કહ્યું–આપે મારા દિલનો ભાર હલકો કર્યો છે.

:૧૬:

પણ એ તો તદ્દન જૂઠું હતું. મારા દિલનો ભાર હલકો થયો

ન હતો, પણ ઊલટો વધ્યો હતો. વારંવાર વિચાર આવ્યા કરતો હતો કે રૂપરાણીને જરૂર મારો ખ્યાલ છે. જો એમ ન હોત, તો એ શા માટે એમ પૂછે કે તમે મને યાદ તો કરતા નથી ને! મારો ખ્યાલ તો નથી ને! મારે એમ પૂછવાની જરૂર પણ શી, કે તમારા જીવનમાં સુખ છે કે નહિ! એનો અર્થ એ જ કે આ જીવનમાં હું રાજી નથી. બીજો ભાવાર્થ એ હતો કે મને આપનો ખ્યાલ છે. રૂપરાણી બધું જાણી ગઈ. ભણેલ ગણેલ સ્ત્રી છે, અને આવી વાત તો અભણ સ્ત્રી પણ જાણી શકે છે. હવે શું કરૂં? અહીં રહું કે કયાંક ચાલ્યો જાઉં? પણ દુ:ખ તો એ છે કે જવા માટે તૈયાર થાઉં પણ દિલ માનતું નથી. સો, સો બહાના નજર સામે આવે છે અને રોકાઈ જાય છે. પહેલાં આવું નિર્બળ દિલ ન હતું. કોણ જાણે હવે શું થઈ ગયું છે! પહેલાંના દિવસો કેવા હતા! કોઈથી ડરતો ન હતો. આજે એ હાલ છે કે મારી પોતાની જાતથી ડરૂં છું.

માજી તો રોજ રોજ કહ્યા કરતા હતા કે વિવાહ કરી લે. કયાં સુધી કુંવારા રહેવું છે? એ તો પાસેના મહોલ્લામાં છોકરી પણ જોઈ આવી હતી, અને કહેતી હતી –એના જેવી સુંદર છોકરી આજ સુધી મેં કયાંય નથી જોઈ. છોકરી પણ કેવી! પુનમનો ચંદ્ર જાણે! જાણે જોયા જ કરીએ! ભૂખ-તરસ પણ ચાલી જાય છે. હાથ અડકે તો મેલી થઈ જાય, ડાઘ પડી જાય એટલી સુન્દર છે. હવે વિચાર શું કરવો છે! હા પાડ એટલે હું પણ તૈયારી કરવા માંડું.

એક દિવસ મહતાબકુમારીને ઘેર લઈ આવ્યો હતો. તેને જોયા પછી તો એને એમ જ થઈ ગયું કે હવે મારે જલદી વિવાહ કરી લેવા જોઇએ. બોલી–તારા બાળ-બચ્ચાંઓને પણ જોતી જાઉં! વૃદ્ધાવસ્થાની આ ભૂખ આકરી છે. મેં કહ્યું–ચાર દિવસ વધારે રાહ જો. સાંભળીને એ ઉદાસ થઈ ગઈ, પણ મારો શો ઉપાય! દિલ જ નહોતું માનતું, એમને એમ દિવસો

વિતાવતો હતો. આખરે એણે એક દિવસ જોરશોરથી અલ્ટીમેટમ આપી દીધું, કે કાં તો તારી પસંદગીની કન્યા પરણ, કાં મારી પસંદગીની કબૂલ કર. હવે ક્યાં સુધી આમને આમ કુંવારા બેસી રહેવું છે? અને પછી ધીરેથી એ પણ કહી દીધું કે હવે રૂપરાણીનો ખ્યાલ છોડી દે. એના વિવાહ પણ થઈ ગયા; સંતાન પણ થયાં. તારી હોત તો તારા નામનો જાપ જપતી બેઠી રહેત. એણે ચાર દિવસ પણ તારી રાહ જોઈ નથી. તું ક્યાંનો ક્યાં ભટકતો હતો ત્યારે એણે વિવાહ કરી લીધા.

મારૂં લોહી જાણે ફરતું બંધ પડતું હોય એમ લાગ્યું.–તો, માજીને પણ એ વાતની જાણ છે કે રૂપરાણીને લીધે જ હું વિવાહ નથી કરતો! એ રાત્રે મારી આંખોમાં ઊંઘ ન હતી. પડખાં બદલતો હતો; જીવનના અંધકારમાં આશાનો માર્ગ શોધી રહ્યો હતો. પણ મને કોઈ માર્ગ સૂઝતો ન હતો. પરણું તો પણ મુશ્કેલી! ન પરણું તો પણ મુશ્કેલી! માજી બધું જ જાણતાં હતાં, સમજતાં ન હતાં, અને એ જો સમજતા હોત, તો આ રીતે મારા પર દબાણ ન લાવત. આવી અંધકારભરી રાત્રીમાં રાતના બે વાગ્યા હતા, છતાં મારી આંખમાં ઊંઘ ન હતી.

એકાએક કોઈએ દરવાજો ખખડાવ્યો. મને આશ્ચર્ય થયું. ઊઠીને દરવાજો ઉઘાડ્યો તો રૂપરાણી! મારૂં આશ્ચર્ય વધી પડયું, અને કહ્યું–ઠીક તો છે ને! અત્યારે? આવે વખતે?

રૂપરાણીએ ખુરશીપર બેસીને જવાબ દીધો–કહું છું.

એ વખતે એ હાંફી રહી હતી. મેં પૂછ્યું–શું, આપ પગે ચાલીને આવ્યા?

રૂપરાણી–હા.

હું સમજી ગયો કે જરૂર કાંઈ ખાસ વાત છે.

રૂપરાણી–આજ હું મારા સર્વ બન્ધન ફેંકીને ચાલી આવી

છું. ચાલો! કોઈ એવી જગ્યાએ જઈએ કે જ્યાં આપણને ઓળખવાવાળા કોઈ પણ ન હોય.

મને કોઇએ લાકડીનો ફટકો માર્યો. ચેતનહિન શબ્દોમાં મેં જવાબ દીધો–આનું પરિણામ શું આવે, એ જાણો છોને?

રૂપરાણી–સર્વ કાંઈ જાણું છું. મૂર્ખ નથી.

મેં કહ્યું–બદનામ થઇશું.

રૂપરાણી–બદનામીમાંથી તો ઋષિ મુનીઓ પણ કયાં બચવા પામ્યા છે? તમે અને હું કઈ વિસાતમાં છીએ!

મેં કહ્યું–મારૂં માનીને હજી પણ પાછા જાવ. સુખ અને આરામનું જીવન છોડીને પસ્તાશો.

રૂપરાણી–પસ્તાવાનો વિચાર કર્યો હોત તો ઘેરથી બહાર ન નીકળત! હવે તમે કહી દો કે તમારામાં હિમ્મત છે કે નહિ! કારણ બધો યે આધાર તમારા પર જ છે.

મેં કહ્યું–મારામાં તો હિમ્મત નથી.

રૂપરાણી–તો મને ઝેર ખવડાવી દો, એટલે બધી વાતનો અંત આવી જાય. હવે ઘેર તો શી રીતે જઈ શકું? આ જીવનનો અહીં જ અંત આવી જાય એ જ ઠીક.

મેં ઠંડો નિસાસો નાખ્યો અને કહ્યું–જો હું જાણતો હોત કે મારા અહીં આવવાથી આવા બનાવ બનશે, તો હું ત્યાં જ પડ્યો રહેત.

રૂપરાણી–તો હું સમજત કે તમે પુરુષ નથી, પત્થરની મૂર્તિ છો!

થોડીવાર ચુપ રહી મેં કહ્યું–તાજબહાદુર શું કહેશે?

રૂપરાણી–જ્યારે એણે તમારી ગરદન પર છુરી ફેરવી હતી ત્યારે એમણે શો વિચાર કર્યો હતો, તે તો કહો? જ્યારે એણે છળ-કપટથી મારી સાથે વિવાહ કર્યો, ત્યારે તમે એ વિચાર કર્યો હતો કે હું તમને

શું કહીશ ? તમને કદાચ વિશ્વાસ ન આવે, પણ એમને માટે મારા દિલમાં જરા પણ પ્રેમ નથી કે શ્રદ્ધા નથી. જ્યારે એમનો દાવ પડયો ત્યારે એમણે આપણને દગો દીધો; અત્યારે આપણો દાવ ચાલે છે ત્યારે આપણે એને દગો દેવા તૈયાર થયા છીએ. લેણું-દેણું સરભર ગઈ ગયું.

મેં ભલાઈનો આશરો લીધો અને કહ્યું-એમણે ભૂલ કરી એટલે આપણે પણ ભૂલ કરવી ?

રૂપરાણીએ મારા આ સવાલના જવાબમાં કહી દીધું-આ ભૂલ નથી પણ દગો છે. અને દગો પણ કેવો ! જેના વિચાર માત્રથી આદમી કંપી ઊઠે. તમે કહેશો કે તમે તમારી કુરબાની કરી ! હું કહું છું, તમે જાતની કુરબાની કરી શકતા હતા; પણ મારા જીવનને ધૂળધાણી કરવાનો તમને શો અધિકાર હતો ? મેં તમારા ભરોસા પર જીવનનો દાવ લગાવ્યો હતો; તમારા વિશ્વાસે મારૂં જીવન હરાઈ ગયું. તમારા મતે તમે બંને ધર્માત્મા હશો, પણ મારે માટે—

હવે એ રડી રહી હતી, અને ધ્રૂજતી પણ હતી. એના આંસુઓ એના ગાલ પર પડતા હતા. મારી ધીરજ હાથમાં ન રહી.

રૂપરાણીએ મારી તરફ જોયું અને રડતાં રડતાં કહ્યું-મેં આજ તો નિશ્ચય કરી લીધો છે કે જેણે મને દગાથી જીતી લીધી એ મનુષ્ય સાથે મારે ન જ રહેવું. જેણે મારા જીવન પર અત્યાચાર કર્યો છે, તેવા સાથે કેવી રીતે રહી શકું ?

મને લાગ્યું કે આ સ્ત્રી નથી, જમીન પર આવી પડેલું કોઈ મનોહર ફૂલ છે ! ગઈ કાલે જાણે એ ફૂલ ડાળીપર ઝૂલતું હતું, અને ખીલ્યું હતું. આજ જમીનપર પડી ગયું છે, અને રડે છે. મેં તેને કહ્યું-એમાં તાજબહાદુરનો દોષ નથી. તમારૂં રૂપ જ એવું છે કે જે દેખે તે વિવશ બની જાય.

રૂપરાણીના આંસુ થીજી ગયાં. ઊઠીને મારી પાસે આવી અને મારા ખભા પર હાથ મૂકી આજીજી ભર્યા સ્વરે કહ્યું-શું તમને પણ

મારી દયા નથી આવતી ?

મારી નજર સામે કાવ્ય અને કલ્પનાની સંગીતમય દુનિયા આવી ખડી થઈ. પ્રેમ હસતો હતો, રૂપ હિલોળા લેતું હતું, યૌવન નાચતું હતું, દિલમાં થયું કે રૂપરાણીને કલેજામાં બેસાડી દઉં અને ક્યાંક દૂર દૂર નાસી જાઉં.

રાતનો સમય હતો, ચારે તરફ શાન્તિ હતી. મારી સામે એ હતું કે જેનો વિચાર મને રાત્રે સૂવા પણ દેતો ન હતો, એની સામે હું હતો. એ મને જીવજાનથી ચાહતી હતી. મનના ચોરનો દાવ ઊછળતો હતો. મેં એનો હાથ પકડી લીધો, મારી તરફ ખેંચ્યો.

એકાએક મોટરનું હોર્ન વાગ્યું, અને અમે બંને ચોંકી પડ્યાં. મેં રૂપરાણીની આંખો સામે નજર કરી અને મૂગી ભાષામાં પૂછ્યું–કાં, એ જ છે ને?

એણે પણ મસ્તકના ઇસારાથી જ કહ્યું–હા, એ એ જ છે. હું વિચારમાં પડ્યો, પણ એટલું વિચારવાનો વખત જ ક્યાં હતો! બહાર મોટરનો દરવાજો બંધ થયાનો અવાજ આવ્યો. તાજબહાદુર આવી રહ્યો હતો. મેં રૂપરાણીને બીજા ખંડમાં ધકેલી દીધી. તાજબહાદુરે દરવાજો ખખડાવ્યો. હું વિચારતો જ હતો–તાજ બહાદુરે પાછો દરવાજો ખખડાવ્યો. શું કરૂં! તાજબહાદુરે જોરથી બૂમ પાડી: મહતાબરાય! મને રસ્તો જડી ગયો. મેં બારણા પાસે જઈને પૂછ્યું–કોણ છે ?

તાજબહાદુરે કહ્યું–હું.

મેં જવાબ દીધો–આવો.

હું તો વિચાર કરી રહ્યો હતો. અને મારા મનનો ચોર મારી સાથે વાદ-વિવાદ કરી રહ્યો હતો.

## : ૧૭ :

## તાજબહાદુર

મહતાબરાયે દરવાજો ઉઘાડ્યો અને પૂછ્યું–ઠીક તો છે ને? આટલી રાત ગઈ......

મેં કહ્યું-જાણો છો, હું આ વખતે કેમ આવ્યો છું?

મહતાબરાય-કોઇ ખાસ વાત હોય એમ લાગે છે.

મેં કહ્યું-રૂપરાણી ક્યાંક ચાલી ગઈ છે.

મહતાબરાય ચમક્યો.

મેં રૂપરાણીનો પત્ર એના હાથમાં આપ્યો, અને કહ્યું-વાંચો! મહતાબરાયે પત્ર વાંચ્યો અને ઊંડી ચિન્તામાં પડી ગયો.

મેં કહ્યું-હવે મારે શું કરવું જોઈએ! આવતી કાલે તો આ વાત ગામનું એકે એક બાળક પણ જાણશે. લોકો મારી તરફ જોઈ હસશે, અને કહેશે આની સ્ત્રી એને છોડીને ચાલી ગઈ.

મહતાબરાયે ઠંડો નિસાસો નાખ્યો.

મેં કહ્યું-મને એની ચિન્તા નથી. હું વિચાર કરૂં છું કે મહતાબકુમારીનું શું?

મારી આંખોમાં આંસુ હતા. પણ એને હું બહાર નીકળવા દેતો ન હતો.

મહતાબરાય-તમે કાંઈ વિચાર કર્યો છે?

મેં કહ્યું-મેં તો એવો વિચાર કર્યો છે કે મહતાબકુમારીને લઈને કોઈ બીજે સ્થળે ચાલ્યો જાઉં! કોઈને કંઈ ખબર નહિ પડે. ચાર દિવસ પછી જાહેર કરીશ કે રૂપરાણી સ્વર્ગવાસી થઈ. કોઈને કાંઈ સંદેહ નહિ રહે.

મહતાબરાયે કાંઈક વિચાર કરતાં કરતાં કહ્યું-હં!

મેં કહ્યું-ભાઈ, મને તો એમ લાગે છે કે આ સિવાય કોઇ રસ્તો નથી. મહતાબરાય સહેજ હસ્યો, ડોક મારા તરફ જોવા માટે ઊંચી કરી અને કહ્યું-એક વખત પ્રયત્ન કરવો જોઇએ.

મેં કહ્યું-નકામું છે! કોણ જાણે ક્યાં હશે!

મહતાબરાય–તમે જરા અહીં બેસો અને સીગારેટ પીઓ. હું હમણાં જ આવું છું. મને નવાઈ લાગી. મહતાબરાયે કપડા પહેર્યાં અને બહાર ચાલ્યા ગયા.

એક કલાક પછી મહતાબરાયનો નોકર એક ચીઠ્ઠી લઈ ને આવ્યો અને કહ્યું–શેઠે આ ચીઠ્ઠી આપી છે.

મેં ચીઠ્ઠી વાંચી. તેમાં લખ્યું હતું :

રૂપરાણી પડખેના ખંડમાં છે. એના પર વિશ્વાસ રાખો અને એને ઘેર લઈ જાવ. મને ભૂલવાનો પ્રયત્ન કરો. આ જીવનમાં તો હવે મુલાકાત થવી મુશ્કેલ છે. રૂપરાણી જો મને ખુશ રાખવા ઇચ્છતી હોય તો પોતાના ઘરમાં આનંદથી દિવસો પસાર કરે. હું અને મારી મા ચાલ્યા ગયા છીએ. દેશ નાનકડો છે, પણ પરદેશ વિશાળ છે. ત્યાં સૌ કોઈ સમાઈ જાય છે.

—ભગવાન સૌનું કલ્યાણ કરો.

હું બધું સમજી ગયો. આ પહેલાં મહતાબરાયે મારો જીવ બચાવ્યો હતો. આજ ઇજ્જત બચાવી. આવો મહાન મિત્ર આવી સ્વાર્થી દુનીઆમાં કયાંથી ?

હું ધીરે ધીરે ઊભો થયો અને પડખેનો ખંડ ખોલી નાખ્યો. રૂપરાણી ચુપચાપ મારી પડખે આવીને ઊભી રહી.

થોડા વખત પછી અમે બંને સાથે મળીને મહતાબરાયની ચીઠ્ઠી વાંચતાં હતાં અને રડતાં હતાં. અમારી ચારે બાજુ રાત્રીનો અંધકાર છવાઈ વળ્યો હતો.



# સદાસુખ.

: ૧ :

કાંગડીની સુન્દર અને શીતલ વનરાજીમાં વૈજનાથ નામનું નાનું પણ સુશોભિત ગામડું છે. એ હિન્દુઓનું મોટું તીર્થસ્થાન છે. એક દિવસ પ્રાતઃકાળમાં જોવામાં આવ્યું કે બજારમાં એક બુઢ્ઢો પરદેશી ઊભો છે. એનું નામ સદાસુખ હતું.

કોઈ જાણતું ન હતું કે સદાસુખ કોણ છે? પહેલે જ દિવસે સૌ જાણી ગયાં કે એ કેવા પ્રકારનો માણસ છે. એનો ચહેરો ભયાનક હતો, જોતાં જ બીક લાગે. પરંતુ થોડી વાતચીત કર્યા પછી લાગતું કે એના દિલમાં દયા છે, વાણીમાં મીઠાશ છે. જાણે કલાકો સુધી એની પાસે બેઠા રહીએ. નાળીએર કઠોર અને ઉપરથી ખરબચડું હોય છે, પરંતુ તેની અંદર રહેલો ભાગ અને તેનું પાણી કેટલું મધુર અને ગુણકારી હોય છે? અને એવાં કેટલાંક પાણી પણ જોવામાં સુન્દર ન હોવા છતાં મીઠાશમાં ઝરાના પાણી કરતાં પણ વધુ મીઠાં હોય છે.

આ દિવસ પછી વૈજનાથમાં નવો યુગ દેખાવા લાગ્યો. સદાસુખ અનાથોનો પિતા, રોગીઓનો વૈદ્ય, ગરીબોનો બેલી હતો. ચહાના બગીચામાં કામ કરનાર સ્ત્રીઓને સહાયક મળી ગયો. હવે એમની તરફ વિકારી નજરે જોનાર કોઈ ન હતું; અને એવું સાહસ કરવા કોઈ તૈયાર પણ ન હતું. જાણે અજાણે કોઈ વિકારી નજરે જોતું તો સદાસુખ તરત એની ગરદન મરડી નાખતો. મુસાફરોને ઊતરવા માટે કોઈ સારી

જગ્યા ન હતી. અને હવે તો સુદાસુખનું ઝૂંપડું મુસાફરોનું આશ્રય સ્થાન બની ગયું હતું. દરેકને માટે એ ખુલ્લું હતું. જેમ કોઈ વિયોગી જીવની આંખ બંધ થતી જ નથી તેમ સદાસુખની ઝૂંપડીનાં દ્વાર સદા ખુલ્લાં જ રહેતાં. એ સાફ સ્થાન પહાડી લોકોને માટે લાયકનું જ હતું. એના વખાણ શાં! અને આ સેવામાં ન હતો કાંઈ સ્વાર્થ, ન હતી કીર્તિની ઇચ્છા, કે ન હતી સંસારના યશની અભિલાષા!

જનસમાજની વાહ વાહ કે વખાણની એને જરાયે પડી ન હતી. જમણા હાથે કરેલા શુભ કૃત્યની જાણ ડાબાને પણ ન થવા દેવી એ એનો સ્વભાવ હતો.

એ અમીર ન હતો, છતાં એનું દિલ બાદશાહ જેવું હતું. એની ઝૂંપડીએથી કોઈ ખાલી હાથે પાછું ન ફરતું. એને દર મહિને બસો રૂપિયાનો મનીઑર્ડર મળ્યા કરતો. ગરીબ, મજૂર, મુસાફર સ્ત્રીઓ, જે કોઈ સહાય મેળવવા જતું તેને ખુલ્લા દિલથી સહાયતા મળતી. લોકો કહેતા કે આ મનુષ્ય નથી, પણ મનુષ્ય રૂપે દેવ છે. માટીમાંથી સોનું બનાવવાની એનામાં તાકાત છે. વૈજનાથના મંદિરના દેવતાને વર્ષો થઈ ગયા, એટલે પરમકૃપાળુ પરમાત્માએ આ નવા દેવતા મોકલ્યા છે. અને પેલા જૂના દેવતા જેવી જ કાળી અને કઠોર મુખમુદ્રા છે; પણ દિલમાં તો એવી જ દયાની જ્યોત જલતી દેખાયા કરે છે. તફાવત માત્ર એટલો જ છે કે પેલી મૂર્તિ અમારા આંસુઓ જુએ છે, છતાંયે ચુપ રહે છે, કદાચ કળિયુગના પ્રભાવથી એના દિલમાંથી દયાનો નાશ થયો હોય; પરંતુ આ જીવતા જાગતા દેવતાનું દિલ પ્રેમ–દયાના સાગર સમું છે. એ બીજાની આંખમાં પાણી જુએ છે કે એનું દિલ રડવા માંડે છે. બીજાને બીમાર જોઈને એને પણ રોગ થઈ આવે છે. પેલા આસમાનના દેવતા છે, આ જમીનના દેવ છે. પેલા અમારી સમીપમાં રહ્યા છતાં કેટલા દૂર

લાગે છે! અમારા દુઃખની એમને ખબર નથી; પરંતુ આ દેવતા કેટલા નજદિક!

: ૨ :

એક દિવસ સંધ્યા સમયે વૈજનાથનો પૂજારી–વૈજનાથના ઐતિહાસિક મંદિરનો પૂજારી–સંધ્યા–આરતી પૂરી કરી ચૂક્યો હતો. એટલામાં દ્વારપર એક મોટરલોરી આવી ઊભી અને તેમાંથી બે સ્ત્રીઓ ઊતરીને મંદિરમાં આવી. પૂજારીએ પૂછયું–મા! કયાંથી આવો છો?

મોટી સ્ત્રી બીજીની મા હોય એમ લાગતું હતું. પોતાની પાસેની ગાંઠડી જમીન પર મૂકીને કહ્યું–મહારાજ, બહુ દૂરથી.

પૂજારી–તમારી સાથે કોઈ પુરુષ નથી, શું?

સ્ત્રી–પુરુષને ભગવાને પોતાની પાસે બોલાવી લીધા છે. આટલું કહીને સ્ત્રીએ દુઃખ અને સંતાપનો મોટો નિસાસો નાખ્યો, અને મસ્તક નીચું કરી લીધું.

પૂજારી–આ દીકરી કોણ છે?

સ્ત્રી–મારી દીકરી છે, મહારાજ!

પૂજારી–તીર્થયાત્રા કરવા નીકળ્યા હશો!

સ્ત્રી–જી, હા, મહારાજ! શરીરનો શો ભરોસો! કોણ જાણે ભગવાન કયારે બોલાવી લે. મનને થયું કે ચાલો યાત્રા કરી લઇએ.

પૂજારી–સાચું છે, મા! આજ કાલ તો દુનિયાદારીમાં પડીને મનુષ્યો આંધળા બની જાય છે. પરલોકની વાત કહીએ તો હસવા માંડે છે. તમારા પર જરૂર પરમેશ્વરની કૃપા છે.

સ્ત્રીએ એનો કાંઈ જવાબ ન આપ્યો. વાતચીતનો પ્રસંગ બદલીને બોલી–મહારાજ! ઊતરવા માટે ઓરડી મળશે? આજની રાત કાઢવી છે.

પૂજારી–પરસાળમાં જ પડયા રહોને !

સ્ત્રી–કંઈ બીક જેવું તો નથીને !

પૂજારી–દેવતાના ઘરમાં ભય કોનો ! નિશ્ચિંત બનીને સૂઈ રહો.

પૂજારી ચાલ્યા ગયા પછી બંને સ્ત્રીઓ કેટલોક વખત બેસી રહી, અને કેટલોક સમય પસાર થઈ ગયા પછી ત્યાંથી ઊઠી પરસાળમાં જઇને સૂઈ રહી.

બીજે દિવસે પૂજારીએ આવીને જોયું તો પેલી સ્ત્રીઓમાંથી માત્ર એક જ હતી ! મા ન હતી, માત્ર દીકરી જ હતી. પૂજારી ચોંકયો. જાણે અંધારામાં વીજળી ચમકી. એણે વિચાર કર્યો: મા પોતાની દીકરીને આમ મૂકીને ચાલી જાય!

પુત્રી પ્રાણ કરતાં પણ વધારે વહાલી હોય છે. મા તેને પોતાના જીવનથી પણ વધારે જાળવે છે. માનો પ્રેમ સંકટ સમયે પણ છૂટતો નથી. જરૂર એણે કંઈ કુકર્મ કર્યું હશે ! જરૂર કાંઈક મોટું પાપ કર્યું હશે, જેને માનું દિલ પણ માફ ન કરી શકયું. અને એ જ વખત જનનીનું હૃદય પત્થરસમું બની શકે છે, બાકી નહિ. પેલી દીકરી રડી રહી હતી. એનું હૃદય–વેધક રુદન સાંભળીને પહાડના નિર્જીવ પત્થરો પણ વિચારમાં પડયા હોય એમ લાગ્યું. એ એના મન સાથે વિચાર કરતી હતી કે હવે શું કરૂં ! આ પરદેશમાં મારૂં કોણ ? મને અહીં કોનો આશરો ? બિચારી ચારે બાજુ જોયા કરતી હતી. પોતાનું કોઈ જોવામાં ન આવ્યું; બધા જ અજાણ્યા હતા. કોઈના દિલમાં ભગવાન ન વસ્યા કે પાસે આવીને આશ્વાસન આપે. એમની પાસે આ અભાગિની ને માટે સાન્ત્વનના બે શબ્દો પણ ન હતા.

એટલામાં તો સદાસુખ આવતો દેખાયો. લોકોએ રસ્તો આપ્યો. એ ત્યાં આવીને ઊભો રહી ગયો. પેલી છોકરી પાસે આવીને બીજાઓ તરફ જોઈને કહ્યું–કેમ આને શું થયું છે ?

પૂજારીએ અર્થપૂર્ણ નજરે સદાસુખ તરફ જોયું અને કહ્યું–આની મા આને અહીં મૂકીને ચાલી ગઈ છે, એટલે એ બિચારી રડયા કરે છે. શું કરે! બિચારી ક્યાં જાય? સદાસુખની આંખોમાં નીર દેખાયું. ઠંડો નિસાસો નાખીને કહ્યું–એ એની મા નહિ હોય પણ ડાકણ હશે. મા હોત તો આમ જુવાન દીકરીને મૂકીને કાંઈ ચાલી નીકળે! એક આદમીએ ધીરેથી કહ્યું–એ એની દીકરીજ ન હોય તો! માનું દિલ સાવ પત્થર જેવું હશે! જરૂર આમાં કાંઈ ભેદ હોવો જોઈએ.

ગામડાના માણસો સીધા–સાદા હોય છે. પણ આચાર અનાચારને તેઓ સારી રીતે સમજી શકે છે. દરેકે એક બીજા સામું જોવા માંડયું, અને આંખોથી જ અરસ પરસ પ્રશ્નો થવા લાગ્યા–આ કલંક અહીં ક્યાંથી આવ્યું? નાના ગામડામાં આ પાપ–આ કલંક એક દિવસ પણ છાનું ક્યાંથી રહે! સદાસુખના દિલમાં આવો વિચાર સરખો પણ નહોતો આવ્યો. એના દિલમાં તો એમજ હતું કે કદાચ એક વખત મનુષ્ય ભૂલ કરે પણ ખરો, તો શું તે સુધરી ન શકે? એને સુધરવાની તક આપવી જોઈએ. અને બને કે એની ભૂલ ન પણ હોય! બીજાને પાપે એની આ સ્થિતિ થઈ હોય તો! આપણે કયાં દેવતા છીએ! બીજાના દોષ જલદી દેખાય છે, પોતાની જાત તરફ કોઈ જોતું જ નથી. સદાસુખે સૌની તરફ જોયું અને કહ્યું–ભાઈઓ આ સમય વાતો કરવાનો નથી. બળતા ઘરની આગ ન બુઝાવી શકો તો એમાં સ્ફોટક પદાર્થો કે તેલ તો ન જ રેડો! અને હું તો એમ કહું છું કે આ આગને શાન્ત કરો. એ દુખિયારી છે, એને સહાય કરવી એ આપણો ધર્મ છે; એને આશ્વાસન આપો, એનો હાથ પકડો! બોલો, આ કામ કરવા કોણ તૈયાર છે?

લોકો એક બીજા સામે જોવા લાગ્યા. તેઓને દુઃખ થતું હતું કે સદાસુખને આ શું સૂઝયું કે એક દુરાચારિણીને ઘરમાં રાખી

સહાયતા આપવાની વાત કરે છે! આવા શબ્દો જો બીજા કોઈએ કહ્યા હોત તો એને કાઢી મુકાત; પરંતુ આ તો સદાસુખની ભલામણ હતી! એની સામે બોલવાની કે માથું ઊંચું કરવાની પણ કોઈમાં હિંમત ન હતી. સૌ બોલ્યા વિના ચુપ થઈને ઊભા હતા. ટગર ટગર જોયા કરતા હતા, પણ મોઢામાંથી એક શબ્દ પણ બહાર નહોતો પડતો.

સદાસુખે એક પછી એક દરેકના ચહેરા તરફ જોયું. કોઈ તૈયાર ન થયું, એટલે તેણે નિરાશા ભર્યો ઊંડો નિશ્વાસ નાખી કહ્યું– ચાલ બેટા! તારે માટે મારૂં ઝૂંપડું ખુલ્લું છે. વર્ષો પહેલાં મારે પણ એક દીકરી હતી. આજ તો એનાં અસ્થિ ગંગાજળમાં ગળી ગયાં હશે. હું એમ સમજીશ કે મારી દીકરી પાછી આવી, ચાલ!

પેલી રડતી યુવાન સ્ત્રીનાં આંસુ અટક્યાં! એ સદાસુખ તરફ જોઈ જ રહી અને એક ધ્યાન બની ગઈ. એ સમજી પણ ન શકી કે આ વ્યક્તિ દૈત્ય છે કે દેવતા! એનું મુખ તો દૈત્ય જેવું જ હતું, પરંતુ એના અવાજમાં મીઠાશ હતી, અને તેથી તે દેવ જેવો લાગતો હતો. યુવતીએ રૂંધાયેલા સ્વરે કહ્યું–આપ પધારો! મને મરવા માટે વાવ–કૂવા ઘણાં છે.

ઘણા જ નમ્રભાવે સદાસુખે તેના તરફ જોયું અને એટલા જ કોમળ ભાવથી કહ્યું–બેટા! ડૂબીને મરી જવાની શી જરૂર છે? જ્યાં સુધી જીવું છું ત્યાં સુધી તને જરા પણ કષ્ટ નહિ પડે. ચાલ, મારૂં તે તારૂં માનીને ઘર સંભાળ.

નિઃસ્વાર્થ દિલની છાપ જરૂર પડે છે. યુવતીના દિલમાં અવનવો ફેરફાર થવા લાગ્યો, એને લાગ્યું કે અવાજ પાપનો નથી, ન આમાં બનાવટ હતી કે ન દેખાવ હતો. એમાં નર્યો સત્યતાનો ભાવ હતો, એમ એના દિલમાંથી નીકળતા શબ્દો કહેતા હતા. એ શબ્દો સામાના દિલને સચોટ અસર કરનારા હતા. એનો મૃત્યુ પામેલો બાપ યાદ

આવ્યો. એનું બોલવું પણ આના જેવું જ હતું. એના અવાજમાં પણ મધુરતા હતી; એ જ કોમળતા હતી, અને એ એનો ઈન્કાર ન કરી શકી.

થોડીવાર પછી લોકોએ જોયું તો, સદાસુખ પોટલી ઉપાડીને પોતાની ઝૂંપડી તરફ જતો હતો, અને એની પછવાડે પેલી યુવતી જતી હતી.

: ૩ :

એ યુવતીનું નામ ભગવતી હતું. એ ન તો ખૂબસુરત હતી કે ન બેડોળ હતી. રંગે ગોરી, મોટી મોટી આંખો, ગોળ મોઢું, અને ઓગણીસ–વીસ વર્ષની ઉમર હતી. સદાસુખની ઝૂંપડીમાં એને કોઈ જાતનું દુઃખ ન હતું, છતાં એ ઉદાસ રહ્યા કરતી હતી. એના દિલમાં સદા બળતી વિયોગની આગને કોણ બુઝાવે! વખતો વખત એ રોયા કરતી. સદાસુખ પૂછતો–તારે શી ચિન્તા છે! પરંતુ ભગવતી પોતાની મોટી મોટી આંખો વડે આશ્ચર્યથી એના તરફ જોઈ રહેતી ને નિસાસો નાખીને ચુપ જ રહેતી.

આમને આમ બે મહિના તો પસાર થઈ ગયા. ભગવતીને પુત્ર જન્મ થયો, અને તેથી હવે સદાસુખની પૂરેપૂરી નિંદા થવા લાગી. લોકો આપસઆપસમાં વાતો કરતા–જોયું! મોટો ભગત અને સેવાભાવી બનીને ફર્યા કરતો હતો, હવે બધી પોલ પકડાઈ ગઈ. સારો માણસ આવી સ્ત્રીનું મોઢું પણ ન જુએ! એની મા કંઈ અમસ્તી છોડી ગઈ હશે! આણે એટલો પણ વિચાર ન કર્યો કે દુનીઆ શું કહેશે? આ અને આવી બીજી વાતોની સદાસુખને પરવા ન હતી. એ તો માત્ર એટલો જ વિચાર કરતો હતો કે આ અનાથ છે! એને મા–બાપ નથી, એની સાથે કોઈએ બેવફાઈ કરી છે, એના દિલને દુઃખ ન થાય!

વૈજનાથના માણસો એના પડછાયાથી પણ દૂર ભાગતા હતા.

ન કોઈ એને મળવા આવતું, ન કોઈ હસીને વાત કરતું. ચોર, ડાકુઓ સાથે પણ જે રીતે ન વરતે તેવું વર્તન આ લોકો કરતા હતા. હા, આટલું છતાંયે આવતા જતા મુસાફરો અહીં આરામ લેતા હતા. એમનો સત્કાર અગાઉની જેમ જ થતો હતો. એ જ ભાવના હતી; માત્ર ફેરફાર એટલો થવા પામ્યો હતો કે અગાઉ સદાસુખ બધું કામ કરતો, હવે ભગવતી કરે છે. સદાસુખ આખો દિવસ છોકરાને રમાડ્યા કરતો હતો; અને વાત એટલે સુધી વધી હતી કે રાત્રે તેને પોતાની સાથે જ સુવાડતો હતો. બાળકને જોઈને એનું મુખ પ્રસન્ન થતું અને ખીલી નીકળતું. એની કાલી ઘેલી તોતડી બોલી સાંભળી એને આનંદ થતો. બાળકની એક પણ વાત જતી કરવાની એનામાં તાકાત ન હતી. બાળકની ઇચ્છા થતી તે પ્રમાણે જ થતું. જે માગે તે જ મળતું અને તેથી ભગવતી કહેતી—તમે તો એને માથે ચડાવો છો! મોટો થશે ત્યારે હેરાન કરશે. સદાસુખનો જવાબ હતો—વાત એમ છે કે હું એની આંખમાં અશ્રુ જોઈ શકતો નથી. એનું રોવા જેવું મોઢું જોઈને મારા દિલમાં કંઈનું કંઈ થઈ જાય છે; તું માન કે ન માન પણ તારું દિલ જરૂર એમ જ કહેતું હશે કે જ્યારે તું નાની હોઈશ ત્યારે આમ જરૂર કરતી જ હોઈશ. આજ મોટી થઈ ગઈ એટલે શું બચ્ચાની પ્રકૃતિ ભૂલી ગઈ! મારાથી તો એની એક પણ વાત પાછી નહિ ઠેલાય! આજ હું એનું મન રાખું છું, આવતી કાલે એ મારું મન રાખશે.

ભગવતી કહેતી—માથે ચડાવો છો! પણ આવતી કાલે એ તમને જ હેરાન કરશે! આટલું સાંભળતાં સદાસુખ રામુને તેડી લેતો અને હૈયાથી ચાંપતો. મુખપર ચુંબન કરતો અને પૂછતો—બેટમજી! તમે મને હેરાન કરશો? રામુ માથું ઊંચું કરતો અને એની તોતડી વાણીમાં કહેતો—હા, કલીચ! સદાસુખ ખાવા બેસતો ત્યારે રામુ એના ખોળામાં બેસતો અને એની દાઢી સાથે રમત કરતો. અને કોઈવાર કહેતો—બાપુજી! કાગળનું વહાણ બનાવી દો!

એને એ બનાવતાં વાર લાગતી તો તરત એની કાલી કાલી વાણી સંભળાતી–કામ કલતા નથી ને રોતરી કાવચો ! આ બધું ભગવતી ત્રાંસી આંખે જોઈ લેતી, તો તે બોલી ઊઠતો–તું પન બોતું બોતું જોયા કલચ !

ભગવતી કહેતી–અરે ! લુચ્ચા !

રામુ હડી કાઢીને સદાસુખની પછવાડે સંતાઈ જતો. અને એનું નાનકડું મસ્તક સદાસુખના ખભા પરથી બહાર કાઢીને કહેતો–હવે કોને મારીચ ! બાપુજી પાચે ચે !

સદાસુખને માટે રામુની આ બાળ-ચેષ્ટા આનંદદાયક હતી, જાણે કે યૌવન કાળની પ્રેમ ચેષ્ટાઓની કહાણી. એ એની અંદર ઓતપ્રોત થઈ જતો. અને પોતાની જાતને ભૂલી જતો. એને એટલો પણ ખ્યાલ ન હતો કે પોતે બુઢ્ઢો છે ! કોઈ જોઈ જશે તો શું કહેશે ! કોઈ કોઈ દિવસ તો રામુને પીઠ પર બેસાડી ઘોડો બનતો, અને કયારેક તો વાંદરાની જેમ નાચતો અને રામુના દિલને આનંદ પમાડતો. કોઈ કોઈ વાર એના અતિ આગ્રહથી માથે કાગળની ટોપી પણ પહેરતો; અને કયારેક તો બિલાડાની જેમ મ્યાંઉં ! મ્યાંઉં ! મ્યાંઉં ! પણ કરતો. નિષ્કામ પ્રેમના આ સુખથી ભરેલા દશ્યો જોઈ જોઈને વિયોગિની ભગવતીનું મન નાચવા મંડી જતું. વિચારમાં પડી જતી, અને મનમાં ને મનમાં કહેતી કે આ પ્રભુભકત–દેવતા ન મળ્યા હત, તો મારી શું દશા થઈ હોત ? રામુને આંખની કીકી બનાવીને કોણ લાડ લડાવત ! અને એ પણ વિચાર આવતો કે આમને કંઈક થઈ જાય તો મારું કોણ ? આ સંસારની ઝાડીમાં રખડી રઝળીને જીવન પૂરું કરત ! મારી સાથે કોઈ વાત પણ ન કરત ! આ બધા વિચારો આવતાં ભગવતીને ચારે તરફ અંધકાર દેખાતો. ભગવતી આવા ખ્યાલથી રડી પડતી, અને માથું ગોઠણ પર ટેકવી સદાસુખને માટે પરમાત્મા પાસે પ્રાર્થના કરતી.

: ૪ :

આ રીતે ૭ વર્ષનો લાંબો ગાળો પસાર થઈ ગયો. સદાસુખને માટે આ ૭ વર્ષ ન હતા, એને મન તો ૭ દિવસ જ હતા. આ તો જાણે હજી ગઈ કાલની જ વાત છે. ભગવતી કાલ જ આવી છે. સદાસુખને વૃદ્ધવસ્થામાં દીકરીનો પ્રેમ નહોતો મળ્યો. એની વેરાન થયેલી વાટિકાને નવપલ્લવિત કરવા એ પાછી ચાલી આવી હતી. એની આત્મારૂપી નિર્જળ નદીમાં પ્રેમના પૂર ઉમટયાં હતાં.

એક દિવસ રામુએ હઠ લીધી–મારે બંદૂક લેવી છે. એ બજારમાં કોઈની પાસે જોઈ આવ્યો હતો, અને ઘેર આવીને સદાસુખને પજવવા લાગ્યો. સદાસુખે ઘણો ઘણો સમજાવ્યો, પણ બાળહઠ પાસે આ વૃદ્ધનું શું ચાલે ? એનું કોણ માને ? રામુ રડતો રડતો બોલ્યા કરતો કે હું તો બંદૂક લેવાનો જ છું. અને નહિ લાવી આપો તો આજ ખાવું પણ નથી; હું તમારી સાથે બોલીશ પણ નહિ; તમારી સાથે રાતના સૂઈશ પણ નહિ; તમે વાર્તાઓ કોને કહેશો ? હું તમારો દીકરો નહિ બનું; પ્રેમ કોની સાથે કરશો ? સદાસુખ અને ભગવતી મોજ અને પ્રેમથી સાંભળતાં હતાં. તેણે કહ્યું– તું મારો દીકરો છે ને ! અમને કેવો બીવડાવે છે ? ધમકીઓ આપે છે ? એટલામાં રામુ પછવાડેથી આવીને એના વાંસા પર ચોંટી ગયો, અને હીબકીઓ ભરી ભરીને રોવા લાગ્યો. આ એનું છેલ્લું હથિયાર હતું. અને તે પણ અફર હતું. હવે સદાસુખથી સહન ન થઇ શકયું. અને તેણે કહ્યું–ભગવતી ! આ તો રોઈ રોઈને એની આંખો ખરાબ કરશે ! તું કહે તો કાંગડી જઇ આવું. સાંજ સુધીમાં પાછો આવી જઈશ. બાળક છે, એ રૂપિયાની બંદૂક લઈને રમતો ફરશે.

ભગવતીએ પ્રેમપૂર્ણ નજરે સદાસુખ તરફ જોયું અને કહ્યું–દાદા ! બચ્ચાંને આટલો બધો માથે ચઢાવવો ન જોઈએ. આટલા માટે થઈને કેટલો રસ્તો કાપવો પડશે ?

સદાસુખ–મોટર લોરીમાં બેસી જઈશ. કયું એવું લાખ રૂપિયાનું

ખર્ચ થઇ જવાનું છે !

ભગવતી–પણ એની જરૂર જ શી છે ?

સદાસુખ–રડતો બંધ થશે. આમ તો આખો દિવસ ચુપ જ નહિ રહે.

ભગવતી–રડતો રહેશે ! ભલે રડયા કરે ! આ તે કંઈ વાત છે કે એની દરેક માગણી પૂરી કરવી જ જોઈએ ! આજ બંદૂક માગે છે, કાલે ઉઠીને તો વહાણ માગશે !

સદાસુખ–એનું રડવું મારાથી જોયું નથી જતું.

ભગવતી–તમે જ એને મોઢે ચડાવ્યો છે. પહેલાં તો એ મારાથી ડરતો હતો. હવે તો જરા પણ નથી ડરતો, અને તડ–તડ જવાબ આપે છે, હવે તો મારૂં અને મારા દાદાનું ઘર છે, બહુ બોલીશ તો ઘરમાંથી કાઢી મૂકીશ.

સદાસુખે હસીને કહ્યું–જવા દે એ વાત !

રામુ તો કાંઈ સાંભળતો જ ન હતો. એ તો સદાસુખના વાંસાપર પડયા પડયા જ બોલ્યો–કાકા, મને બંદૂક લાવી આપો.

સદાસુખને એટલું જ જોઈતું હતું. તેણે ધીરેથી ભગવતીને કહ્યું–હવે મને જવા જ દે. એ બંદૂક લીધા વિના રહેવાનો નથી. એના વિના એ માનવાનો નથી. આટલું કહેતાં કહેતાં સદાસુખ ઉભો થઈ ગયો. પેટીમાંથી થોડાક રૂપિયા કાઢયા અને કાંગડી જવા માટે રવાના થયો. ભગવતી ત્યાં એ જ દશામાં બેસી રહી. એ વિચાર કરતી હતી કે આને માટે કેટલો સ્નેહ છે ! ગયા જન્મમાં જરૂર એ મારા પિતા હશે. સંધ્યાકાળે તો સદાસુખ પાછો પણ આવી ગયો. એ ખુશમિજાજમાં હતો. એ એકલા રામુ માટે બંદૂક જ ન હોતો લાવ્યો પરંતુ ભગવતીને માટે સાડી, ચંપલ, અને બીજું વસ્ત્ર પણ લાવ્યો હતો. બાપ પોતાની પુત્રીને માટે ચીજો લાવે એમા શી નવાઈ, એમ સદાસુખને હતું. એને મન

કિંમતનો પ્રશ્ન ન હતો. એણે જે સ્નેહથી અને ઉમંગથી ખરીદ કર્યું હતું, તે સ્નેહ આ દુનીઆમાં ક્યાં છે? એ તો વિચાર તો હતો—રામુ બંદૂક લઈને રાજી રાજી થઈ જશે, એની આંખો નાચવા માંડશે; એના આખા શરીરમાં ચેતન આવી જશે; મને ગળે બાઝી પડશે ને આની આ વાતો કર્યા કરશે. રાત્રે પણ સાથે લઈને જ સૂઈ જશે. એની મા ભગવતીને હાથ પણ લગાડવા નહિ દે! અને ભગવતી પોતાની ચીજો જોઈને કહેશે—દાદા! આ શું ખરીદી લાવ્યા! હવે તમે સાવ નકામું ખર્ચ કરો છો! મનમાંના આ બધા વિચારોથી સદાસુખના દિલમાં જે આનંદમય અભિમાન થતું એનું વર્ણન સંસારનો સર્વ શ્રેષ્ઠ કવિ પણ ક્યાંથી કરે? સંધ્યા થઈ ચૂકી હતી. રાતનો અંધકાર પહાડની નિર્જન સડકો અને તૂટેલા અને વિખાયેલા ઝૂંપડાંને પોતાની ગોદમાં લેવા આવતો હતો, તેટલામાં તો સદાસુખ પોતાના ઝૂંપડા સામે આવી પહોંચ્યો. એને આશા હતી કે ભાગવતી અને રામુ બંને દરવાજા પર માર્ગ રોકીને ઊભાં હશે, મારી રાહ જોતાં હશે. પરંતુ ત્યાં કોઈ ન હતું. સદાસુખનું દિલ થડક થડક થવા લાગ્યું. એ અંદર દાખલ થયો, પણ ત્યાં એણે જે કાંઈ જોયું તેના પર તેને વિશ્વાસ ન આવ્યો.

ખાટલા પર કોઈ પુરુષ બેઠો હતો, અને એના પાંગતીઆની તરફ ભગવતી એ પુરુષ તરફ પ્રેમભરી નજરે જોતી બેઠી હતી. સદાસુખના પગ ખચકાઈ ગયા, એ ત્યાં જ ઊભો રહ્યો. એનો શ્વાસ પણ ધીમે ધીમે ચાલતો હતો. એણે શ્વાસ પણ રોકી લીધો. એટલામાં પેલા પુરુષે કહ્યું—આ બધું ઠીક છે! પરંતુ તારે મારું કહેવું માનવું જ પડશે, નહિ તો હું પાસેના તળાવમાં પડીને આત્મઘાત કરીશ.

: ૫ :

સદાસુખની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો, અને જે વસ્તુઓ તે ખરીદીને લાવ્યો હતો તે સર્વ એણે જમીન પર ફેંકી દીધી;

પોતાના હાથમાં પકડેલી પહાડની મજબૂત લાકડી સરખી કરી, અને એક ડગલું આગળ ભરી ક્રોધપૂર્ણ સ્વરે કહ્યું-તું કોણ છે?

ભગવતી બેબાકળી બની ગઈ, અને પોતાનું મુખ કપડાથી ઢાંકી લીધું. પેલો પુરુષ ઊભો થઈને ગુપચુપ સામે ઊભો રહ્યો; એના ચહેરાપર ભય કે ચિન્તાના ચિન્હ ન હતા. એણે પૂર્ણ શ્રદ્ધાથી બંને હાથ ભેગા કર્યા અને સદાસુખને પ્રણામ કરતાં જવાબ આપ્યો-મારૂં નામ કૈલાસનાથ છે.

સદાસુખ-કૈલાસનાથ કોણ? તમારૂં ઘર કયાં છે?

કૈલાસનાથ-આ રંકનું ઘર લખનૌમાં છે. થોડીવાર પછી ફરી બોલ્યો-આપનાં ઘણાં વખાણ સાંભળ્યાં છે; આજ દર્શન થયાં. ખરેખર, આપ પુરુષ નથી પણ દેવતા છો.

સદાસુખે પાછું ભગવતી તરફ જોયું અને કહ્યું-તમે મને ખોટી રીતે શરમાવો નહિ, હું પૈસા વાપરૂં છું, ખર્ચ કરૂં છું, પણ ઈજ્જત નથી ઉડાડી નાખતો. રૂપિયા પૈસા કાંઈ વિસાતમાં નથી. સર્વ કાંઈ ઈજ્જતમાં જ સમાયેલું છે.

કૈલાસનાથ બોલ્યા વિના ઊભો હતો.

સદાસુખ-આ એક ઈજ્જતદાર બુઢ્ઢા આદમીનું ઝૂંપડું છે, કોઈ સ્ત્રીના દલાલનું મકાન નથી. બોલો! તમે અહીં શા માટે આવ્યા છો? આ મારી લાડકી બેટીને ફોસલાવવા આવ્યા છો? વખતનો લાગ જોતા હશો! આજે મારી હાજરી ન હતી. એટલે આવ્યા, કેમ? બોલો!

ભગવતી રડતી રડતી અંદર ચાલી ગઈ.

કૈલાસનાથે માથું નમાવીને જવાબ દીધો-કયા મોઢે કહું? હું એ જ પાપી છું કે જેના કારણે આ તમારી લાડકી દીકરી આ દશાએ પહોંચી છે. પરંતુ તેમાં પણ મારો દોષ નથી. મેં મારા માતા-પિતાને બહુ બહુ કહ્યું, વિનવ્યા, આજીજીઓ કરી, પણ તેઓ

એકના બે ન થયા. હવે તેઓ મરણ પામ્યા છે, તો તપાસ કરી પત્તો મેળવીને આવી પહોંચ્યો છું. આપ સાંભળીને ખુશ થશો કે મેં હજી સુધી વિવાહ કર્યો નથી. માત પિતાને મેં સાફ સાફ સંભળાવી દીધેલું કે મારા વિવાહ થઈ ચૂક્યા છે, વિધિ ન થઈ તો શું! દિલ તો મળી ચૂક્યા છે ને! હું એને વિવાહ-લગ્ન સમજું છું.

સદાસુખે કાંઈક વિચાર કરીને કહ્યું-તમે મને ભુલાવામાં તો નથી નાખતાને!

કૈલાસનાથ-ભગવતીને પૂછી જુઓ.

સદાસુખે ભગવતીને બોલાવીને પૂછ્યું-આ જે કહે છે તે સાચું છે?

ભગવતીએ માથું હલાવી કહ્યું-સાચું છે.

કૈલાસનાથ-મારા મોઢાથી શું કહું! મારી પાસે ખાવા પીવાની ખોટ નથી, ઇચ્છા કરૂં તો ચાર વખત પરણી શકું! ભગવાનનું આપેલું સર્વ કાંઈ છે, કોઈ વાતની ખોટ નથી. મહિને દહાડે પાંચસો રૂપિયાની આવક છે, છતાં દોડયો આવ્યો છું. એનો વિચાર મારે કરવો જ જોઈએને!

સદાસુખ-છ વર્ષ પછી તમને એ ભાગ કાઢવાની યાદ આવી, કેમ! પહેલા કયાં સૂતા હતા!

કૈલાસનાથ-પિતાજી કહેતા હતા કે એનું નામ મારી પાસે લીધું તો ઘરમાંથી બહાર કાઢી મૂકીશ.

સદાસુખ-પણ પત્ર લખવામાં કયો અંતરાય હતો!

કૈલાસનાથ-ઠેકાણાની યાદ નહોતી.

સદાસુખના હાથમાંની લાકડી પરની પકડ ઢીલી પડી. તેણે આસ્તેથી શ્વાસ લઈ કહ્યું-જાણો છો, આણે કેટકેટલાં કષ્ટ ઉઠાવ્યાં છે તે?

કૈલાસનાથ-પરમાત્માએ એને જીવતી રાખી છે, હવે એને દુઃખની

હવા પણ નહિ લાગે.

સદાસુખ–આખો દિવસ રડ્યા કરતી હતી.

કૈલાસનાથ–એ તો એનું મુખ જ કહે છે.

સદાસુખ–પહેલાં એનું શરીર હતું એના કરતાં તો અડધું પણ રહ્યું નથી. મેં એને પહેલ વહેલી જોઈ, ત્યારે એનાં રૂપરંગ અજબ હતાં.

કૈલાસનાથ–આપ રૂપરંગની વાતો કરો છો, હું તો કહું છું કે એ બચી જવા પામી એ જ બસ છે.

સદાસુખ–તો આપ એને લેવા માટે આવ્યા છો ! પણ આપનો સ્વીકાર એને મંજૂર છે કે નહિ ! જો કોઈએ એક પણ કડવો શબ્દ કહ્યો તો એનાથી સહન નહિ થાય.

કૈલાસનાથ–મેં સૌને ચોખ્ખેચોખ્ખું કહી દીધું છે. ઘરના સઘળા માની ગયા છે. જે નહિ માને તેની સાથે હું સંબંધ નહિ રાખું. મારે મન એ સૌથી પ્રથમ છે, ત્યાર પછી બીજા બધા. આપ એ બાબતની જરાયે ચિન્તા ન કરશો.

સદાસુખ કાંઈક વિચારમાં પડ્યો, એટલે કૈલાસનાથે કહ્યું–આપ પણ ચાલો! એ પણ કહે છે કે દાદા નહિ આવે તો હું પણ નહિ આવું !

સદાસુખની આંખમાં પાણી આવી ગયાં, અને કહ્યું–કૈલાસ ! એની વાતો ન સાંભળો, એ તો ગાંડી છે. તમે પોતે વિચાર કરો, મારું ત્યાં આવવું શું વાજબી છે ?

કૈલાસનાથ–એકવાર નહિ પણ હજારવાર વાજબી છે. હું આપને ખાતરી આપું છું કે ત્યાં આપને જરા પણ કષ્ટ નહિ પડે.

એટલામાં તો રામુ આવી ગયો. એના હાથમાં કૈલાસનાથના આપેલાં રમકડાં હતાં. રામુ સદાસુખને એક પછી એક રમકડું દેખાડતો

હતો, અને કૂદાકૂદ કરતો હતો. અ જાણે એમ કહેવા માગતો હોયને કે જુઓ! મારા પાસે કેવી કેવી વસ્તુઓ છે. સદાસુખ કહેતો હતો–રમકડાં બહુ જ સુંદર છે. આવી વસ્તુઓ કોઈની પાસે નહિ હોય, કયાંથી લાવ્યો!

રામુએ ગાલ ફુલાવતાં કહ્યુ–દિલ્હીથી.

સદાસુખ–બધાં સરસ છે.

રામુએ ખુશ થતાં થતાં કહ્યું–આ રીંછ પણ દિલ્હીથી આવેલ છે, આ પાલખી પણ દિલ્હીથી આવી છે.

સદાસુખ–બહુ સારૂ, બેટા! એક વાત કહે! પાલખી કોને માટે છે?

રામુ–બા સારૂ.

સદાસુખ–અને આ રીંછ!

રામુએ વિચાર કરીને કહ્યું–તમારે માટે.

બધા ખડખડાટ હસી પડયાં. સદાસુખે કહ્યું–ભાઈ તારાં રમકડાં તો બહુ મજાના છે, અને કેમ ન હોય! દિલ્હીથી આવ્યા છે!

રામુએ એકાએક બાબા તરફ જોઇને કહ્યું–તમે કયાંથી આવ્યા છો?

કૈલાસનાથ ખિલખિલાટ હસી પડયો. સદાસુખે જવાબ આપ્યો–અરે! હું તો કાંગડીથી આવ્યો છું. કાંગડીનું નામ સાંભળતાં રામુને પેલી બંદૂક યાદ આવી ગઈ. એ સદાસુખના ખોળામાં જઇને બેસી ગયો અને કહ્યું–મારી બંદૂક કયાં છે? લાવો!

સદાસુખ–હવે બંદૂક લઇને શું કરીશ! હવે રહેવા દે. તને રમવા માટે રીંછ મળી ગયું છે.

રામુએ વિચાર કરીને કહ્યું–એ બંદૂકથી આ રીંછને મારીશ. લાવો! આમ કહેતાં કહેતાં રામુએ શરમભરી આંખે પોતાના પિતાની તરફ જોયું; રીંછ આમનું છે, અને રીંછને મારવાથી એ નારાજ તો

નહિ થાય ને! પરંતુ એના પિતાના ચહેરાપર ક્રોધ ન હતો, છૂટું હાસ્ય વેરાયેલું દેખાતું હતું. રામુ હવે જોરમાં આવી ગયો. બીજી ક્ષણે તો એણે સદાસુખ પાસેથી બંદૂક લઈ લીધી, અને રીંછ સાથે શિકારની રમત માંડી. કૈલાસનાથ પોતાના નાના પણ વીર પુત્રનો તમાશો જોઈ રહ્યો હતો. એના દિલમાં આનંદ હતો. એના અંતરમાં પિતૃ–સ્નેહ, ચાંદની રાતે જેમ સમુદ્રની લહેરો લહેરાય છે તેમ, હિલોળા લેતો હતો; ત્યારે સદાસુખના અંતરમાં અમાસનું અંધારૂં હતું. એને એ જ વિચાર આવતો હતો કે શું ખરેખર, ચાલી જશે! એ પ્યાર! એ સંપ, આનંદ! બાલ્યાવસ્થાનાં મનને આનંદ પમાડનારાં દશ્યો, એ શું બધું સ્વપ્નવત બની જશે! રાત્રીના કોઈ વાત કરનાર પણ મારી પાસે નહિ હોય. મારો સુકાયેલો બાગ પાણી પાવાથી લહેરાયો હતો, નવપલ્લવિત બન્યો હતો. શું એ પાછો પહેલાંની જેમ સુકાઈ જશે! સૂકી નદીમાં પાણી આવ્યું અને એ બંને કાંઠે ભરાઈ હિલોળા મારતી હતી, તે શું ઘડી ભરમાં સુકાઈ જશે! સદાસુખની આંખમાંથી બે ગરમગરમ અશ્રુબિંદુ ટપકી પડયાં.

ચાર પાંચ દિવસ પછી વિદાય દિવસ આવ્યો ત્યારે સદાસુખના ચહેરાપર જરાપણ ઉદાસી ન હતી, પરંતુ ભગવતીની આંખો સૂજી ગયેલી હતી. એણે આખી રાત રડયા કર્યું હતું. એ વારંવાર કહેતી હતી–દાદા! મને ન મોકલો, ત્યાં મારૂં મન નહિ માને. આ ઝૂંપડું મારે મન રાજમહેલ જેવું છે. કોઈ વખત એમ થયા કરે છે કે આ તીર્થ–સ્થળ છે. અહીં આવીને દુનિયાભરના દુઃખોથી છુટાય છે. આવી શાન્તિ, અને આવી નિશ્ચિંતતા મને કયાંય નહિ મળે. મોટરમાં બેસતી વખતે પણ એના ચક્ષુમાંથી આંસુ ચાલ્યા જતાં હતાં, બીજી બાજુ રામુ રડયા કરતો હતો. અને કહેતો હતો–બાપુજી! તમે પણ અમારી સાથે ચાલોને! કૈલાસનાથે કહ્યું–આપ આવોને! આપને જરાપણ તકલીફ આપવા નહિ દઈએ! શું અમારાપર આપને વિશ્વાસ નથી!

સદાસુખ–વિશ્વાસ તો છે. પરંતુ મેં ભગવતીને દીકરી કરી છે. એટલે દીકરીને ઘેર કેમ અવાય! દુનિયા શું કહે?

કૈલાસનાથ–આપ દુનિયાની પરવા શા માટે કરો છો? એને બોલવા જ દો.

સદાસુખ–પણ મારૂં દિલ પણ માનતું નથી.

કૈલાસનાથ–જુઓ બંને જણ રડે છે.

સદાસુખ–તમે એને સમજાવો. અંતે તો દીકરીને પોતાને ઘેર જવું જ પડે ને! મને તો આજ બહુ આનંદ છે. પરમાત્મા પાસે પ્રાર્થના છે કે એને કાંઈ દુઃખ ન થાય! એ સ્ફાટિક જેવી શુદ્ધ છે. દિલમાં છળ-કપટ નથી; બનાવટ કરતાં પણ આવડતી નથી. મારી તમને પ્રાર્થના છે કે એનું દિલ ન દૂભવશો, આથી વધારે શું કહું!

કૈલાસનાથે કહ્યું–એ વાતની આપ જરાપણ ચિન્તા ન કરો, અને હાં, કાગળ, પત્ર લખતા રહેજો.

સદાસુખ–ગરમીના દિવસોમાં જરૂર અહીં આવતા રહેજો. લખનૌમાં આવી ઠંડી હવા કયાંથી મળવાની હતી! ભગવતીએ સાડીના છેડા વતી મુખ પર આવેલા આંસુ લૂછતાં કહ્યું–જરૂર આવશું. આપ નહિ કહો તો પણ આવશું.

સદાસુખ–તારૂં પોતાનું ઘર છે, દીકરી!

મોટર રવાના થઈ–જોત જોતામાં તો દૂર દૂર નીકળી ગઇ. જ્યારે સદાસુખનું દિલ વશ ન રહી શકયું ત્યારે તે ત્યાંને ત્યાં રડવા લાગ્યો; અને તે એટલા સુધી કે મોટર પહાડના ખાડા–ટેકરાવાળા રસ્તામાં દેખાયા કરી ત્યાં સુધી. એના કાનમાં રામુના રડવાનો અવાજ આવતો હતો. એ આખી રાત સદાસુખ ઉદાસ રહ્યો. બે સાધુઓ આવ્યા હતા. સદાસુખે એમને ખાવાનું બનાવીને ખવડાવ્યું, અને પોતે ભૂખે પેટે સૂઈ રહ્યો. અડધી રાત્રી પસાર થઈ ગઈ પણ આંખ

ન મળી. નીંદરડી આજ વેરણ બની હતી. ઝોકું આવ્યું ન આવ્યું ત્યાં તો કોઈએ બૂમ મારી એને જગાડ્યો એના જાણવામાં આવ્યું કે ઈજારદાર ને ઘેર કોઈ લૂંટારૂઓ આવ્યા છે. સદાસુખ લાકડી લઈને ત્યાં પહોંચી ગયો. દસ લૂંટારૂઓ હતા. ઘરના માણસોને બાંધી લીધા હતા. બધા હાથ જોડીને ઊભા હતા. પાડોશીઓ બીકના માર્યા પોતપોતાના ઘરમાં સંતાઈને બેઠા હતા. એમને મન એમ જ હતું કે જો જરા પણ બોલ્યા તો લૂંટારૂઓ ગરદન કાપી લેશે. પરંતુ સદાસુખને આ ડર ન હતો. એણે તો આવતાં વેંત તરત જ પડકાર કર્યો–જીવવાની ઇચ્છા હોય તો ચુપચાપ ચાલ્યા જાઓ, નહિતર એક એકને વીણી વીણીને મારવાનો છું. કમજોર જોઈને આવ્યા છો, પણ જ્યાં સુધી આ બુઢ્ઢો જીવે છે ત્યાંસુધી કોની તાકાત છે કે આ ગામમાં કોઇનો પણ વાળ વાંકો થઈ શકે!

ડાકુઓ ડઘાઈ ગયા. આ કોણ છે? પારકા કજીયામાં પડવા આવ્યો છે! પારકી આગમાં બળી મરશે! જરૂર કોઈ અસાધારણ પુરૂષ છે, સાધારણ પુરૂષમાં આવું સાહસ ક્યાંથી હોય! ડાકુઓના સરદારે પૂછ્યું– તમે કોણ છો?

સદાસુખે લાકડી જમીનપર ટેકવી જવાબ આપ્યો–હું સદાસુખ છું.

ડાકુઓપર આ નામે જાદુ કર્યું, સરદાર બોલ્યો–અમે તમારાથી લડી શકતા નથી. તમે અમને મારી નાખો તો પણ અમારો હાથ ઉપડવાનો નથી. પકડી લ્યો તો પણ અમે બોલવાના કે ઈન્કાર કરવા નથી. પોતાના માણસો તરફ ફરીને તેણે કહ્યું–બધું રાખી દો. એક પૈસાની પણ વસ્તુ લેવાની નથી. આ તો વૈજનાથના દેવતા છે, એમની આજ્ઞા શિરોમાન્ય છે.

: ૬ :

બીજે દિવસે ગામના સઘળા લોકો સદાસુખને ત્યાં આવ્યા.

માફી માગી અને સર્વેએ પ્રણામ કર્યા. ફોજદારે કહ્યું–અમે તમારી પાસે વચન માગવા આવ્યા છીએ, કે તમે આ ગામમાંથી કદી પણ બહાર ન જાવ ! એક બે બીજા માણસોએ કહ્યું–ચાલ્યા કેમ જશો ! અમે રસ્તો રોકીને આડા સૂઈ જશું. આખરે શ્રદ્ધા પણ કોઈ વસ્તુ છે ને! એને કચડીને કેમ જવાય ?

બીજા એક માણસે કહ્યું–જ્યાં સુધી હીરાને પત્થર સમજતા હતા, ત્યાંસુધી પરવા ન હતી. પરંતુ હવે આંખો ઊઘડી ગઈ છે. હવે આ તમારા પવિત્ર પગલાં કદી જવા નહિ દઈએ.

સદાસુખનું હૃદય પ્રેમથી શીતળ બની ગયું. ઉપરની વાતો સાંભળી એની આંખમાં પ્રેમાશ્રુ દેખાયા. અને કહ્યું–તમે મને શરમાવો છો. હું તો તમારા જેવો જ સાધારણ માણસ છું, મારામાં કોઈ એવું અસાધારણપણું નથી. હા, સેવાવ્રત ધારણ કર્યું છે, તેને પૂરું કરવું અને એમાં જ જીવન પૂરૂં થાય એ ઇચ્છા છે, બીજું કાંઈ નથી. માત્ર આટલું જ. એમાં જ ભગવાનની ભક્તિ છે. અહીં પણ એનો પ્રકાશ છે, એની જ સૃષ્ટિ છે. બીજે જઇને શું કરૂં !

સદાસુખ તો એના એ હતા, પણ વૈજનાથના લોકો હવે એને આંખ–માથે બેસાડવા લાગ્યા. છ વર્ષ પહેલાં સદાસુખ માટે જે માન મરતબો હતો, તે જ એમના દિલમાં દેખાવા લાગ્યો. ચાર દિવસની બીમારીની જેમ અશુભ લાગણીઓ જન્મવા પામી, પણ એ ચાલી ગઈ. લોકો કહેતા–એમાં એનો શો દોષ ! એની પાસે ચાલી ચલાવીને કોઈ આવે તો એ એની સેવા કરે. ખરાબ હોય કે સારા, એનો એ વિચાર સરખો પણ કયાં કરે છે ! દુ:ખીઓ જોયો કે પોતાની પાસે રાખી લે. એનો માણસ આવ્યો તો હસતાં હસતાં એને વિદાય કરી. કમળનું ફૂલ પાણીમાં રહે છે, પણ એ પાણીમાં ભિંજાવા પામતું નથી.

પણ સદાસુખ ખુશ ન હતો. એના દિલમાં આગળના જેવી શાન્તિ ન હતી. એનું મન ઉદાસ રહ્યા કરતું. એ બહાર જાય તો એની રાહ જોનાર કોઈ ન હતું. રાત્રે ઘરથી બહાર નીકળે તો જલદી

ઘેર આવવાનો કોઈ આગ્રહ ન કરતું. પાસે બેસીને કોઇ કાલી કાલી વાતો કરનારૂં નથી. નથી કોઈ લડતું કે નથી કોઈ કોઈની ફરીઆદ કરતું ! સદાસુખનો જીવ કેમ કરીને લાગે!

આ ઝૂંપડું એને ખાવા દોડતું હતું. એક વખત આ સ્થાન એને માટે ઘર જેવું હતું. એ વખતે એમાં પ્રેમ, પવિત્રતા, અને પ્રકાશ ભર્યાં હતાં. અને હવે એમાંનું કશું એ નજરે ચડતું ન હતું. પહેલાં, ઝૂંપડું એ ઘર બની ગયું હતું અને હવે ઘર વેરાન બની ગયું. સારો સંસાર બદલાઈ ગયો.

લખનૌથી પત્ર આવતો કે ભગવતી ઉદાસ રહે છે. રામુ પણ પહેલાંની માફક ખેલતો કૂદતો નથી. હા, આપનો પત્ર આવે છે ત્યારે બંનેના ચહેરાઓ ખુશખુશાલ ખીલી ઊઠે છે! સદાસુખ પત્રમાં લખતો–હું જરાપણ ઉદાસ નથી, અને મને કોઈ જાતની ચિન્તા નથી. ભગવતી લખતી – તમને ખાવાની બહુ જ તકલીફ પડતી હશે. સદાસુખ જવાબ દેતો–એવો સ્વાદ આવે છે કે શું વર્ણન કરૂં ! તને વિશ્વાસ નહિ આવે, પણ મારી ભૂખ વધી ગઈ છે. ભગવતી પાછું પૂછતી–આપની તંદુરસ્તી કેમ છે? સદાસુખ જવાબ દેતો–બહુ જ સરસ. પહેલાં તારી ચિન્તામાં રહેતો, પણ જ્યારથી ભગવાને તારી પ્રાર્થના સાંભળી, ત્યારથી તંદુરસ્તી વધારે ને વધારે સારી જણાય છે. શરીર પણ વધતું જાય છે. આમ કેટલાક દિવસો સુધી ભગવતીના પત્રો આવતા રહ્યા.

ત્યાર પછી બંધ થયા. સદાસુખે કેટલાય પત્રો લખ્યા, પરંતુ એકેનો જવાબ ન મળ્યો. એટલે સુધી કે રજીસ્ટર પત્રો લખ્યા. પરંતુ એનો જવાબ ન આવ્યો. સદાસુખ પહેલાં તો મુંઝાયો, પછી ઉદાસ રહેવા લાગ્યો, અને ત્યાર પછી એનામાં બેપરવાહી આવતી ગઈ. એને વિચાર આવ્યો–હું પણ કેવો છું! ઘેરથી સેવાવ્રત લઈને નીકળ્યો છું, ત્યારે અહીં માયા જાળમાં, પ્રેમ જાળમાં ફસાઈ

પડ્યો. એ વિદ્યાર્થી કેટલો મૂર્ખ છે કે નિશાળે જતાં જતાં રસ્તામાં મદારીનો ખેલ જોવા રોકાઈ રહ્યો !

એ જ દિવસો હતા; એ જ ઝૂંપડું હતું; એ જ યાત્રાળુઓ, અને એ જ સદાસુખ. એને સેવાનું વ્રત હતું. આમને આમ એક વર્ષ પસાર થઈ ગયું. પાછા થંડીના દિવસો આવ્યા. પહાડોની રોનક ઘટવા લાગી, આ દિવસોમાં સદાસુખના ઝૂંપડામાં યાત્રીઓ થોડા આવતા હતા. અને ક્યારેક ક્યારેક તો કોઈ પણ ન હોય એમ પણ બનતું સદાસુખ દિવસો સુધી બેઠો બેઠો રામાયણ અને ગીતાજીનો પાઠ કર્યા કરતો. સંધ્યા સમયે વૈજનાથના આ શ્રદ્ધાળુ માણસો તેમને ત્યાં જતા. અને ત્યાં ધગતી સગડી પાસે બેસીને વેદ-વેદાન્ત અને શાસ્ત્રોની વાતો કરતા, સાંભળતા. જ્ઞાન--ધ્યાનની આ સભા, પ્રેમ-ભક્તિની આ અમૃત-વર્ષા કેટલાયે કલાકો સુધી ચાલી રહેતી અને લોકો પોતાની જાતને ભાગ્યશાળી ગણતા અને સંતોષ માનતા.

અચાનક એક દિવસ સદાસુખે કહ્યું—હું આવતી કાલે લખનૌ જવાનો છું.

આ સાંભળી લોકો ગભરાઈ ગયા અને હાથ જોડીને ઊભા રહ્યા. એમને એમ થયું કે કદાચ પાછા ન આવે, પરંતુ સદાસુખે કહ્યું—હું એકાદ અઠવાડિયામાં ઘણું કરીને પાછો ચાલ્યો આવીશ.

: ૭ :

ત્રીજે દિવસે બીજા પહોરે સદાસુખ લખનૌમાં હતો. આ વખતે એના દિલમાં તરંગના ઘોડાઓ ઊછળતા હતા. પ્રેમની અભિલાષાઓ ઊભરાતી હતી. આજે એ પોતાની પુત્રીને મળશે; આજે એનો રામુ એના ગળાની આસપાસ હાથ વીંટીને લટકી પડશે. બરોબર એક વર્ષ પસાર થઈ ગયું. મને જોઈને ઝબકી જશે. વખતે, એકાએક આવવાથી ઓળખી પણ ન શકે ! અને જે આનંદ ભગવતીને થશે, એનો અનુભવ કોણ કરી શકે ! કૈલાસનાથ સાથે

વાત પણ નહિ કરૂં. આવો હૈયાસૂનો માણસ શા કામનો કે મારા પત્રનો જવાબ સરખો પણ ન આપે? ત્યાં તો અચાનક અમીનાબાદ બજારમાં એણે છોકરાઓને ભેગા થયેલા જોયા. તેઓ કોઈને ઘેરીને ઊભા હતા, અને હેરાન કરતા હતા. બીજી જ ક્ષણે તેના જાણવામાં આવ્યું કે કોઈ ગાંડી સ્ત્રી છોકરાઓની વચમાં છે, અને આસપાસ છોકરાઓ એને હેરાન કરે છે. છોકરાઓ ગાંડી, ગાંડી, કહી ખીજવતા હતા, અને આ ગાંડી સ્ત્રી ગાળો દેતી હતી. સદાસુખે ધ્યાનથી જોયું અને એ ચોંકી ઊઠ્યો. સો–બસો છોકરાઓથી ઘેરાયેલી, ફાટેલા કપડાવાળી સ્ત્રી ભગવતી હતી. એને પોતાના શરીરનું પણ ભાન ન હતું. અફસોસ! એ શું જોવા આવ્યો હતો અને શું દેખાયું! સદાસુખનું માથું ઘૂમવા લાગ્યું. એની આંખોમાં આખુંય બજાર ફરતું દેખાવા લાગ્યું. પૃથ્વી ગોળ ફરતી–ચક્કર લેતી લાગી.

એણે એક્કાવાળાને પૈસા આપી દીધા. અને ભગવતી તરફ જવા માંડ્યું. આ વખતે એનું દિલ કટકે કટકા થઈ જતું હતું. એના પગ ધ્રૂજતા હતા. આ ચાર ડગલાનો માર્ગ એને માટે કારમો કરાળ પંથ બની ગયો. એણે છોકરાઓને ધમકાવી છેટા કાઢ્યા, અને પોતે ભગવતી પાસે જઈને ઊભો. ભગવતીએ ગાંડાની પેઠે જ એની તરફ જોયું, અને ત્યાર પછી થોડીવારે ખિલખિલાટ હસી પડી.

રૂંધાયલા કંઠે સદાસુખે કહ્યું–ભગવતી!

કોઈપણ જાતનો ભાવ પ્રગટ કર્યા વિના તેણે સદાસુખ તરફ જોયું અને કહ્યું–અરે! તું પણ આ છોકરાનો સાથી છે!

સદાસુખ–નહિ, ભગવતી! હું બૈજનાથથી આવું છું. તું મને ઓળખે છે કે નહિ?

ભગવતી ચુપચાપ સદાસુખ તરફ મીટ માંડીને જોવા લાગી, અને ત્યાર પછી ખૂબ જોરથી ચીસો પાડી બોલી–આ બુઢ્ઢો પાગલ છે! આ બુઢ્ઢો પાગલ છે!

છોકરાઓ હસવા લાગ્યા, એક બોલ્યો–હ્યો દાદા! બનાવો

વધારે સહાનુભૂતિ !

બીજાએ કહ્યું–ગાંડી છે.

ભગવતીએ ચોંકીને કહ્યું–મને ગાંડી કોણ કહે છે ! જીભ જ ખેંચી લઈશ.

આટલું કહીને જમીનપર પગ પછાડતી, જોરશોરથી બૂમ પાડતી એક ખૂણા તરફ ચાલી નીકળી અને દૂર એકાંતમાં જઈને બેસી ગઈ. ઘૂંટણપર માથું ટેકવી બેઠી, અને ત્યાં જ સૂઈ ગઈ. સૂતાં સૂતાં તેણે આસ્તે આસ્તે ગાવા માંડયું:

હું પ્રેમ–નગરની રાણી !

પ્રેમ–નગરના રાજા મુજથી બોલે મીઠી વાણી !

હું પ્રેમ–નગરની રાણી.

આ હૃદય–વેધક દૃશ્ય જોઈને સદાસુખનું દિલ ભરાઈ આવ્યું અને આંખમાં અશ્રુ આવી ગયાં. એક દુકાનદાર પાસે જઈને પૂછયું–આ સ્ત્રી આવી દશામાં કયારથી છે ?

સદાસુખને પગથી માથા સુધી જોઈને દુકાનદારે કહ્યું–અરે ! મહેરબાન ! એક વરસ થયું. આપ બહારગામના છો ?

સદાસુખ–જી, હા. થોડીવાર પછી પાછું કહ્યું–ત્યારે શું કૈલાસનાથે એને ઘરમાંથી બહાર કાઢી મૂકી ?

દુકાનદાર–મહેરબાન ! તમે સઘળું જાણો છો ને !

સદાસુખ–જી, ના. બહુ જ થોડું જાણું છું.

દુકાનદાર–શું વાત કરૂં ! આ ગરીબની દુર્દશા જોઈને રડવું આવી જાય છે. સારા ઘરની દીકરી છે. પહેલા માએ આત્માહત્યા કરી હતી, હવે એ પોતે પાગલ બની ગઈ છે. એક છોકરો હતો. પરંતુ મહેરબાન ! શું છોકરો હતો ! ગુલાબનું ફૂલ હતો ફૂલ ! એ પણ મરણ પામ્યો.

સદાસુખ પર જાણે વીજળી પડી. કેટલીક મિનિટ સુધી પત્થરના પૂતળાની જેમ સ્થિર થઈ ગયો, ત્યાર પછી એની આંખોમાંથી અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો–જાણે શ્રાવણ–ભાદરવો.

દુકાનદારે કહ્યું–આપની સાથે કંઈ સગપણ–સંબંધ છે !

સદાસુખે ઊંડો નિશ્વાસ નાંખી કહ્યું–સગપણ જ સમજોને ! મારી મોઢાની કહેલી દીકરી છે.

દુકાનદારે ચોંકીને સદાસુખ તરફ જોયું અને કહ્યું–અરે મેહરબાન ! વૈજનાથથી તો નથી આવતાને !

સદાસુખ–ત્યાંથી જ આવું છું.

દુકાનદાર–માફ કરજો. કેવી ભૂલ થઈ ! બેસવા આસન પણ આપ્યું નહિ. આવો, આવો, આરામથી બેસો, મને આપનો નોકર જ સમજજો.

સદાસુખ આસન પર જઈ બેઠો.

દુકાનદાર–આપના બહુ વખાણ સાંભળ્યા છે. વૈજનાથથી આવતા યાત્રીઓ આપના વખાણ કરે છે, શું વખાણ કરે છે ! કહે છે આવા પુરુષ કયાંય થયા નથી.

સદાસુખે સાંભળ્યું ન સાંભળ્યું કરતાં કહ્યું–આશ્ચર્યની વાત છે કે મને ખબર પણ ન પડી. અને આ વાત અહીં જ ખલાસ થઈ ગઈ.

દુકાનદાર–એના સગાં વહાલાં વિરુદ્ધ હતાં. એક બે પુરુષો જ એના પક્ષમાં હતા. બાકી આખું કુટુંબ વિરુદ્ધ હતું, અરે ! એના કાકા પણ વિરુદ્ધ હતા. કૈલાસનાથે ચારેક મહિના તો ટક્કર ઝીલી. પરંતુ ત્યાર પછી તેઓ હતાશ થઈ ગયા.

સદાસુખ–મેં તો એને પહેલાં જ કહ્યું હતું કે તમે નિર્બળ છો. સગાવહાલા અને કુટુંબીજનોની સામે તમે ટક્કર લઈ શકવાના નથી. તમે એ નહિ ઝીલી શકો, તે વખતે તેમણે કહેલું કે કુટુમ્બીઓ મારૂં શું બગાડી શકવાના છે ? વખતે વાત પણ સાચી છે ! એમનું

શું બગડ્યું ? જીવન તો છોકરીનું ખરાબ થયું. સદાસુખે ભગવતી તરફ જોઈને પૂછ્યું–આ હાલ ક્યારે થયા ?

દુકાનદાર–છ મહિના તો પસાર થઈ ગયા, મારા મહેરબાન ! પહેલાં તો કોણ જાણે ક્યાં ગુમ થઈ ગઈ હતી, એકદમ એચિંતાની બજારમાં જોવામાં આવી. એને એના શરીરની સૂધ ન હતી. જોઈને તો જીવ ઊકળી ઊઠે છે, મહેરબાન !

સદાસુખ–ત્યારે કૈલાસનાથ તો ખૂબ મજામાં છે ને ! આને આ દશામાં જોઈને એને કાંઈ શરમ જેવું લાગે છે ખરું ?

દુકાનદાર–અરે, મારા સાહેબ ! પહેલાં પહેલાં તો એ કહેતા કે આ સ્ત્રી નથી પણ દેવી છે. એના જેવો નિર્મળ પ્રેમ, ત્યાગ, ચોકખું હૃદય, આ સંસારમાં ક્યાંય નહિ મળે. પરંતુ હવે એનો એ અવાજ બદલવા લાગ્યો છે. અને શું બોલે છે, જાણો છો ? ભાઈ, આ સ્ત્રી નાનપણથી અન્યને ફસાવનારી છે, ફૂબી પણ મરતી નથી. એનો ચસ્કો અજબ હતો. એ ડાકણ પોતે તો ખુવાર થઈ પણ બીજાને સાથે લઈને. હજી યે એનાં ગાંડપણમાં એ જ ખુમારી છે. પોતાની આંખે આ દશા કૈલાશનાથ જુએ છે અને મોઢું મરડી આડો રસ્તો લે છે.

સદાસુખે ફરી નિસાસો નાખતાં કહ્યું–માનવી અંધકારમાં આટલો ઊંડો ઊતરી શકે છે !

દુકાનદાર–માનવી ! અરે સાહેબ, હું તો એને માનવી માનતો જ નથી. આમાં આ છોકરીનો જરા પણ દોષ નથી. દોષ તો આ નરરાક્ષસનો જ છે. હવે ધર્માત્મા બનવા નીકળ્યો છે ! મને એક દિવસ બજારમાં મળી ગયા હતા. મેં એને ખરેખરું મોઢા પર કહી દીધું હતું. મોઢું થઈ ગયું જરા જેટલું ! જવાબ ન આપી શક્યા, અને મોઢાપર માખીઓ ઊડવા લાગી.

સદાસુખ–આટલી હિમ્મત નહોતી તો વૈજનાથથી લાવ્યો જ

શા માટે ! એ બિચારી ત્યાં પોતાના દિવસો પસાર કરતી હતી. ભલે ત્યાં સુખ નહોતું એમ માનો, પણ, ત્યાં દુ:ખ તો નહોતું જ !

દુકાનદાર–સાહેબ ! ત્યાં તો સ્વર્ગ હતું. આપનું નામ કોઈ તેના પાસે લેતું તો તેની આંખો હસવા લાગતી. મારા સાંભળવામાં આવ્યું કે એ આપને પિતા કરતાં પણ અધિક વહાલથી ચાહતી હતી. અને એ તો તમારો ચહેરો જ કહી આપે છે. અમે તો મોઢું જોઈને સાચું કહી દઈએ. સદાસુખની આંખમાં આંસુ આવી ગયાં.

દુકાનદાર–અને સાચી વાત તો એ છે કે આપે જે કાંઈ કર્યું છે, તેવું તો તેનો સગો બાપ પણ ન કરી શકે. એક બાજુ આખું ગામ અને બીજી બાજુ તમે એકલા ! અને તે પણ એક અજાણી છોકરીને માટે ! આ કંઈ જેવી તેવી વાત છે ! કૈલાસનાથ પૂરા છ મહિના પણ ટક્કર ન ઝીલી શક્યા, અને આપે તો છ વર્ષ સુધી એ ભાર વહન કર્યો ! કૈલાસનાથને વિષયની પ્યાસ હતી; આપને પિતૃપ્રેમની લગની હતી, આત્માની ભૂખ હતી. એ તમારી બરાબરી ક્યાંથી કરી શકે ! એ તો તમારા પગરખાં બરોબર પણ નથી.

સદાસુખ–તમારી વાતો સાંભળ્યા પછી મને લાગે છે કે મારે હવે કૈલાસનાથને મળવાની જરૂર નથી; અને એથી કંઈ લાભ પણ નથી. ઊલટાનું દિલ વધારે ખાટું થઈ જશે. તમારો મત પડતો હોય તો છોકરીને સાથે લેતો જાઉં. કાંઈ નહિ બને તો નજર સામે તો રહેશે ને ?

દુકાનદાર–લાખ રૂપિયાની વાત કરી; પણ એ તો માંદી છે !

સદાસુખ–કદાચ દવાથી આરામ પણ થઈ જાય. અલબત્ત, રોગ ભયાનક છે, પણ અસાધ્ય તો નથી જ.

દુકાનદાર–તો ભગવાનનું નામ લઈને લઈ જાવ. અહીં કોઈ એની ચિંતા કરનારું નથી. ત્યાં તમે તો છો ! તમે લઈ જાવ તો એને જરાયે તકલીફ નહિ પડે.

સદાસુખ—અરે ભાઈ! અહીં તો છોકરાઓ પત્થરથી મારે છે, મોઢેથી ચીડવે છે, અને ક્યારે ક્યારેક ચેન-ચાળા કરી ખીજવે છે. બિચારી! લોહીનો કોગળો ગળીને શાન્ત રહે છે.

દુકાનદાર—આ છોકરાઓ બહુ તોફાની છે.

સદાસુખ—ત્યારે મેં એ નિશ્ચય જ કરી લીધો કે સાંજે સાથે જ લઈ જઈશ. ક્યાંય ભાગી તો નહિ જાયને!

દુકાનદાર—અરે! એ બિચારી જાય ક્યાં!

પરંતુ સન્ધ્યા સમયે ભગવતી ત્યાં જોવામાં ન આવી તે ન જ આવી. સદાસુખ આખુંયે શહેર શોધી વળ્યો. શેરીઓ, ગલ્લી કૂંચીઓ, સઘળું તપાસી લીધું. પણ ક્યાંય ભગવતીની ભાળ ન મળી. બીજે દિવસે ગોમતીના ઘાટ પર એની લાશ જોવામાં આવી. સદાસુખે માથું કૂટયું; પણ કૈલાસનાથની આંખમાં આંસુનું ટીપું સરખું પણ ન હતું.

એ જ દિવસે એને ત્યાં મિત્રો આવવાના હતા. ચાર વાગ્યાને સુમારે ભગવતીનો મૃતદેહ ચિતાપર ભડભડ બળી રહ્યો હતો; ત્યારે બીજી તરફ એ જ વખતે કૈલાસનાથ પોતાના મિત્રો સાથે હસી હસીને આનંદ કરી રહ્યા હતા અને ગરમા ગરમ ચાહના ઘૂંટડા લેતા હતા.

: ૮ :

પરમેશ્વરને ત્યાં તો સત્ય હોય છે, ન્યાય હોય છે. ત્યાં અંધેર હોતું નથી. ઉપરોક્ત ઘટનાને માત્ર બે જ મહિના થયા ત્યાં તો કૈલાસનાથના ભાગ્યનો પાસો બદલાવા લાગ્યો. વેપારમાં ખોટ જવા લાગી, રૂપિયા, ઘરેણાં, મકાનો, વાડી વજીફા, એ બધું સટ્ટામાં સ્વાહા થઈ ગયું. ગઈ કાલે સર્વ હતું. આજે સર્વસ્વ ચાલ્યું ગયું. એ વહેવાર, એ અમીરી, ધન દોલતની સાથે ચાલી નીકળ્યાં. કૈલાસનાથ પરમાત્માની લીલા જોતા જ રહી ગયા. અને મનમાં જ સમસમીને બેસી રહ્યા.

એ જ આ લખનૌ હતું જ્યાં તેઓ એંટથી ચાલતા હતા, પરંતુ અત્યારે એમનામાં એટલું સાહસ ન હતું કે બજારમાં થઈને નીકળે. એ જ લખનૌના માણસો હતા, ઓળખાણ પિછાનવાળા હતા, જેમનાં દિલ એમને જોઈને રાજી થતાં, આંખો હસવા લાગતી; આજ કૈલાસનાથને સામે આવતા જોઈને તેઓ આંખો ફેરવતા, રસ્તો બદલી નાખતા. કારણ કે તેઓ એમ માનતા થઈ ગયા હતા કે વખતે કાંઈક માગશે. સુખના સાથી ઘણા બને છે, દુઃખની પાસે પણ કોઈ આવતું નથી; એની નજરે પણ પડતું નથી. કૈલાસનાથ એક દિવસ ગોમતીના તટપર જઈ, બેસીને ખૂબ ખૂબ રડ્યા. બહુ વખત સુધી વિચાર કર્યો, અને મનમાં આવ્યું કે આ વિશાળ સંસારમાં મારા માટે ક્યાંય આશ્રયસ્થાન નથી. આ દુનિયામાં મારૂં કોઈ નથી, કે જેની પાસે હું સહાયતા માગું. એ જ વખતે એને ભગવતી યાદ આવી. શું એ પણ આમ તિરસ્કાર કરત! પણ એ બિચારી તો મરણ પામી. ના, ના, એ બને જ નહિ. એને માટે એ અસંભવિત! એ એવું ન કરી શકે. એ એના સ્વભાવમાં જ ન હતું. એ જ્યારે મરણ પામી હતી ત્યારે કૈલાસનાથની આંખોમાંથી આસુનું એક ટીપું પણ પડયું ન હતું, આજ એની યાદ આવતાં એમના ચક્ષુમાંથી લોહીનાં આંસુ ટપકવા લાગ્યાં. એના આત્માને આજ ભગવતીની જુદાઈનો અનુભવ થયો. દુર્ભાગ્યની આ અંધારી રાત્રે ગોમતીના શૂન્ય તટપર બેસીને રડતાં રડતાં એને ખૂબ દૂર દૂર આશાનો દીપક દેખાવા લાગ્યો. એનાપર આશા બંધાઈ, અને એ ઊભા થઈ ગયા; અને એ પ્રકાશ તરફ જવા માટે ચાલી નીકળ્યા.

* * *

લગભગ બે મહિના પછી એ વૈજનાથની ઝૂંપડીની સામે ઊભા હતા.

રાતનો સમય હતો, ઝૂંપડીમાં ટમ ટમ તેલનો ઝાંખો દીવો

બળતો હતો. એ અંદર દાખલ થાત, તો એમનો થાક, ઉદાસી, નિરાશા વગેરેનો અંત આવી જાત. પરંતુ એમનામાં એ સાહસ ન હતું કે અંદર દાખલ થઈ શકે! સેંકડો ગાઉની મજલ કાપવામાં આ મુસાફરે જરાયે હિંમત ન હારી, પણ હવે એનામાં ચાર ડગલા પણ આગળ ચાલવાની હિંમત ન હતી. ઝૂંપડીનો દીપક બળતો હતો, પરંતુ આશાનો દીપક કોણ જાણે કયાં ચાલ્યો ગયો! કયાં જઈને છુપાયો! આશાના ઘેનમાં ને ઘેનમાં તે અહીં સુધી આવી પહોંચ્યા. એટલો પણ વિચાર ન કર્યો કે આ કાળું મુખ લઈને હું સદાસુખની સામે કેમ ઊભો રહી શકીશ! અને કિનારે આવતાં એનું ઘેન ઊડી ગયું. પાછું એનું એ અંધારું, એ જ ઘોર નિરાશા! કૈલાસનાથ વિચારવા લાગ્યા—હું પણ કેવો મૂર્ખ છું, કે કાંઈ પણ વિચાર કર્યા વિના અહીં સુધી ચાલ્યો આવ્યો. એટલો પણ વિચાર ન કર્યો કે હું કયે મોઢે સદાસુખની સામે ઊભો રહીશ! એ ગમે તેટલા ભલા હોય, પરંતુ મને જોતાં જ એ પોતાનું મુખ જરૂર ફેરવી લેશે? સામે મોંએ મારી સાથે વાત પણ નહિ કરે! કદાચ ધક્કા મારીને બહાર પણ કઢાવી મૂકે!—તારા જેવા પાષાણ હૃદયી માણસનું મારે ત્યાં કાંઈ કામ નથી, એમ પણ કહે!—હું આ માટે અહીં આવ્યો!

ઘરથી દૂર અરધી રાતને વખતે—કૈલાસનાથે આંખો ફાડી ફાડીને ચારે તરફ જોયું. પરંતુ કયાંય આશ્રય સ્થાન જોવામાં ન આવ્યું. સવા વર્ષ પહેલાં એ અહીં જ આવ્યા હતા. પરંતુ એ વખતમાં અને આ વખતમાં એને લાખ લાખ ગાઉનું અંતર દેખાયું, એમાં આકાશ-પાતાળનું અંતર લાગ્યું. એ વખતે એમનું જીવન—એમના પ્રાણ અહીં વસતા હતા. ભગવતીને જોઈને એનું દિલ ખીલી ઊઠયું હતું. ભગવતીને લઈને, દુનિયાના કોલાહલથી દૂર, ભાઈ-ભાઈના ઝગડાથી પણ દૂર, અહીં એક ઝૂંપડી બાંધીને રહ્યા હોત તો! તો એના પવિત્ર આનંદમય જીવનને દેવતાઓ પણ ઈર્ષાની નજરે જોત!

પરંતુ એ બન્યું હવે કયાં !

એની સોનાની લંકા બળી ચૂકી હતી. એને જ્ઞાન થયું. પણ ક્યારે! જ્યારે તીર કમાનમાંથી છૂટી ચૂક્યું હતું. એના હાથમાં હવે કાંઈ જ રહેવા નહોતું પામ્યું. કૈલાસનાથનું દિલ મુંઝાવા લાગ્યું. એને થયું કે મારૂં દિલ આસ્તે આસ્તે બેસવા માંડે છે. એના પગ કંપવા લાગ્યા. એનું શરીર લથડિયાં ખાતું લાગ્યું, અને લથડતા શરીરે, કંપતા પગે એમણે ડગલું ભર્યું: પણ ત્યાં પહોંચવા પામે તે પહેલાં તો ઢગલો થઈને પડ્યા.

એમની ચારે દિશામાં અંધકાર હતો, પર્વતોના શરદો હતી.

જ્યારે એમને ભાન આવ્યું ત્યારે એમની સામે સદાસુખને બેઠેલો જોયો. કૈલાસનાથે એની તરફ જોયું અને ગભરાયા; એમના દિલમાં ઉપરા ઉપરી વિચારો આવવા લાગ્યા કે આ કેવો આત્મા છે! કેટલો શુદ્ધાત્મા! કેટલું ઉદાર હૃદય! કેટલો શાન્ત સ્વભાવ! કૈલાસનાથે જોયું તો—એની આંખમાં જરાપણ રોષ ન હતો, મોઢાપર જરાપણ ઉદાસીનતા ન હતી. સદાસુખ એની તરેફ પ્રેમભરી નજરે જોઈ રહ્યો હતો. પોતે એ જ વ્યકિત હતી જેણે એની પાલિતા પુત્રની હત્યા કરી હતી. આહ! આ કઈ જાતની ક્ષમા! વખતે એણે મને ન પણ ઓળખ્યો હોય! જરૂર એમ જ છે! મારો ચહેરો એવો બદલાઈ ગયો છે કે કદાચ એ ઓળખી પણ ન શકે! મારી મા જુએ તો પણ ઓળખી ન શકે, ત્યારે એણે તો મને માત્ર એક જ વાર જોયો છે. એટલે કૈલાસનાથે આંખો બંધ કરી લીધી અને પરિસ્થિતિપર વિચાર કરવા લાગ્યા. બહુ વખત પછી આનંદ આનંદ અને ખુશી આવી હતી, પણ તેની એક ઝલક માત્ર દેખાઈ ને એ ચાલી ગઈ. સદાસુખે કૈલાસનાથના માથાપર હાથ ફેરવતાં કહ્યું—હવે કેમ છે?

અરે આ તો એ જ પ્રેમભર્યો અવાજ! એ જ દર્દ! એ જ

મીઠો કંઠ! મનને મોહ પમાડનારો એ જ મધુર સાદ! જરા પણ આડાઈ કે ક્રોધ નથી. કૈલાસનાથને પહેલાં પહેલાં સંદેહ હતો, હવે ખાત્રી થઈ. જરૂર! એ મને ઓળખી શકયા નથી. નહિતર મારા જેવા પાપીને માટે આવા શબ્દો સાંભળવા કયાંથી મળે! કૈલાસનાથ ધ્રૂજતા ધ્રૂજતા બેઠા થયા અને ગાંડાની જેમ બોલ્યા—આપ મને અત્યાર સુધી ઓળખી શકયા નહિ!

સદાસુખે એમને આસ્તેથી સુવાડી દીધા, અને હસતે ચહેરે કહ્યું–આરામથી સૂઈ રહો, મારી આંખો એવી નથી કે એકવાર જોયા પછી ભૂલી શકે.

કૈલાસનાથનું હૃદય ધડકવા લાગ્યું—હું...કૈલાસ...નાથ છું!

સદાસુખ–મેં પહેલી નજરે જ ઓળખી લીધા હતા.

કૈલાસનાથ–છતાં પણ આપે મને ઉપાડી લાવીને મારી સેવા કરી! મને દવા પાઈ! આપે મને ત્યાં ને ત્યા કેમ પડયો રહેવા ન દીધો! પડ્યો પડ્યો મરી જાત!

સદાસુખ–ભગવાનનું નામ લો. જીવન એવી તુચ્છ વસ્તુ નથી.

કૈલાસનાથ–હવે જીવીને શું કરૂં! જ્યારે જીવનમાં કોઈ આશા નથી, તો જીવન શા કામનું? હવે તો ભગવાન મોત આપે તો સારૂં.

સદાસુખે થોડી વાર મૌન ધારણ કર્યું. ત્યારબાદ કહ્યું–આટલી નિરાશા શા માટે!

આના જવાબમાં કૈલાસનાથના મોઢામાંથી એક શબ્દ પણ બહાર ન પડયો. હા, આંખોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. એટલું જ નહિ, પણ એના આખાએ શરીરમાંથી પરસેવાના બિન્દુઓ ટપકવા લાગ્યા. પસ્તાવાના કારણે એ હીબકાપર હીબકાભરી રહ્યા હતા.

રોતાં રોતાં એમને નિદ્રા આવી ગઈ. સદાસુખે શાન્તિ અનુભવી. એ તો એની પાસેજ બેઠા હતા. પાસે બેઠેલા એક

આદમીએ પૂછ્યું–ભગવતીનો પતિ તો નહિ ?

સદાસુખ–એ એ જ છે. ઝાઝો વખત થયો છતાં તું ઓળખી શક્યો !

એ પુરુષે આશ્ચર્યથી સદાસુખ તરફ જોયું, અને કહ્યું–તમે એની સેવા–ચાકરી કરો છો ! તમારી જગ્યાએ જો હું હોત તો જોતાં વેંત જ અહીંથી મારીને બહાર ધકેલી દેત. આ તો પરમાત્માના ઘરનું અંધેર લાગે છે કે આવા ખરાબ ચાલના—

સદાસુખ–એ જોવાનું કામ મારૂં નથી. મારૂં કર્તવ્ય સેવા કરવાનું છે; જે મારા દ્વારપર આવ્યો, તેનો હું સેવક છું. પછી તે ગમે તેવો ખરાબ કેમ ન હોય ! મારા ઝૂંપડામાં તેના પાપકર્મ માટે જગ્યા નથી.

પેલાએ જોયું કે પોતે કોઈ દેવતાઈ વાણી સાંભળી રહ્યો છે અને એ દેવતા આવા પતિત, મરેલા, પાપમાં ફસાયેલાઓ માટે અનુપમ દેવતા છે. એનો આદર્શ ઉજ્જ્વળ, પવિત્ર અને સુંદર છે. એ પુરુષના દિલમાં શ્રદ્ધાની લહેરો લહેરાવા લાગી, અને એની આંખોમાં હર્ષનાં અશ્રુ આવ્યાં.

સદાસુખનું ઝૂંપડું આજે પણ વૈજનાથમાં ઊભું છે. એની પાસે જ એની સમાધિ છે. એ જગ્યાએ એક શ્રદ્ધાળુએ સદાવ્રત ચાલુ કર્યું છે. આજે પણ ગરીબોને ત્યાં ભોજન મળે છે. પરંતુ જે વ્રત અને રીત–રસમ સદાસુખના જીવન કાળમાં હતાં એ આજ ક્યાં છે ! એ વખતે તો એ ઝૂંપડાની શોભા કોઈ ઔર જ હતી.



# કામ અને કામિની

એક સળંગ નવલકથા

## ભાગ ૧-૨

: લેખિકા :

**પ્રેમા કંટક**

: અનુવાદક :

**શકુન્ત રાવળ**

**— મહાત્મા ગાંધીજીના સંવાદ સાથે —**

લગ્નમાં બ્રહ્મચર્ય એ આ નવલકથાનું મુખ્ય કથાનક છે. લેખિકાએ પૂ. મહાત્મા ગાંધીજીનાં બ્રહ્મચર્યપાલન પરત્વેના વિચારોને વાર્તાસ્વરૂપમાં અતિશય સુંદર રીતે ગૂંથ્યા છે. આખીયે વાર્તાને રસિક રીતે કહેવામાં લેખિકાએ જે અસાધારણ સફળતા પ્રાપ્ત કરી છે, વાર્તાની સમગ્ર રચનામાં જે ઉત્કૃષ્ટ આદર્શ ગૂંથીને પાત્રોને મૂર્તિમંત બનાવ્યા છે તે તો ખરેખર પ્રસંશીનીય જ છે. પછી ભલે એ આદર્શ કેટલાક લોકોને અવ્યવહારૂ લાગે પણ સમગ્ર માનવસંસ્કૃતિની ઉન્નતિ એ આદર્શની ઉપાસનામાં જ રહેલી છે.

ભાગ ૧ રૂ. ૨॥ * ભાગ ૨ જો રૂ. ૩॥

## કોની બહેન! અને બીજી વાતો

લેખક : લીઓ ટૉલસ્ટૉય.

અનુવાદક : ચંદ્રશંકર શુક્લ.

ટૉલ્સ્ટૉયના જુદે જુદે વખતે લખેલી ને જુદા જુદા રસવાળી પાંચ વાર્તાઓનો અનુવાદ આ પુસ્તકમાં આપેલો છે. ટૉલ્સ્ટૉયની સાદી છતાં ગૌરવશાળી શૈલી, પ્રસંગોના આલેખનની સાથે કલા અને મનોભાવનું સુક્ષ્મ પૃથક્કરણ એને લીધે આ વાર્તાઓ નવીજ ભાત પાડે છે. આ વાર્તાઓ લખાયે વરસો થયાં છતાં તે જૂની થઈ નથી. અને હજુ પણ દુનિયાના દરેક દેશોમાં વંચાય છે.

કિં. રૂ. સવાબે

## બે નવલકથા

લેખક : લીઓ ટૉલસ્ટૉય.

અનુવાદક : ચંદ્રશંકર શુક્લ.

Ivan Ilych અને Master and Manનો અનુવાદ

પહેલી વાર્તામાં ટૉલ્સ્ટૉયે કથાનાયક ઈવાન ઈલીચ દ્વારા બતાવ્યું છે કે પોતાના જ સુખ માટે જે માણસ જીવન ગાળે છે તેનું જીવન કેટલું છીછરું તથા અસંતોષ અને કલેશથી ભરેલું હોય છે. બીજી વાર્તામાં બરફના તોફાનમાં સપડાયેલા શેઠ અને ચાકરનો ચિતાર લેખકે આબેહૂબ ખડો કર્યો છે.

કિં. રૂ. અઢી.

## મૂગો સેવક

લેખક - ચંદ્રશંકર શુક્લ.

જ્યોર્જ મેકડોનાલ્ડની અંગ્રેજી નવલકથા 'સર ગીબી' ને આધારે આ એક મૂગા સેવાભાવી છોકરાંનાં અનેક અવનવાં સાહસોની કથા છે. રસથી ભરપૂર એવી આ વાર્તા જીવનને ઉન્નત કરનારા અભિજાત સાહિત્યનો ઉત્તમ નમુનો છે.

કિં. રૂ. દોઢ.

# વાંચવા જેવાં કેટલાંક પ્રકાશનો

**ગાંધીજીના સમાગમમાં:** સંપાદક: ચંદ્રશંકર શુકલ.
સરદાર વલ્લભભાઈ પટેલના આશીર્વચન સાથે. કિં. રૂા. અઢી

**ગાંધીજીની યુરોપયાત્રા:** લે. કુ. મ્યુરીએલ લેસ્ટર અનુ.: ચંદ્રશંકર શુકલ.
શ્રી. પ્યારેલાલની પ્રસ્તાવના સાથે. કિં. રૂા. બે

**ગાંધીજીના જીવનપ્રસંગ:** મીલી ગ્રેહામ પોલાક. અનુ૰ : ચંદ્રશંકર શુકલ. દીનબંધુ એંડ્રુઝની પ્રસ્તાવના સાથે. બીજી આવૃત્તિ. કિં. રૂા. સવાબે

**પુણ્યશ્લોક ગાંધીજી** : સંગ્રાહક અને અનુવાદક : ચંદ્રશંકર શુકલ.
શ્રી. ગણેશ વાસુદેવ માવળંકરની પ્રસ્તાવના સાથે. કિં. રૂા. સવાચાર

**ગાંધીજીને જગવંદના:** રાધાકૃષ્ણન : અનુ૰ : ચંદ્રશંકર શુકલ.
સ્વામી આનંદની પ્રસ્તાવના સાથે બીજી આવૃત્તિ. કિં. રૂા. ત્રણ

**ગાંધીવાદી આર્થિક યોજના:** લે. આચાર્ય અગ્રવાલ. અનુ૰ : ચંદ્રશંકર શુકલ. ગાંધીજીની પ્રસ્તાવના તથા અનુવાદકના ઉપોદ્‌ઘાત સાથે.
કિં. રૂા. સવા

**હિંદુ ધર્મ:** લે. રાધાકૃષ્ણન. અનુ૰ : ચંદ્રશંકર શુકલ. કિં. રૂા. સવાચાર

**વેદની વિચારધારા:** લે. રાધાકૃષ્ણન. અનુ૰ : ચંદ્રશંકર શુકલ.
કિં. રૂા. સવાબે

**મહાભારત** : લે. રાધાકૃષ્ણન. અનુ૰ : ચંદ્રશંકર શુકલ. કિં. રૂા. બે

**યુવાનોની સંસ્કારસાધના:** રાધાકૃષ્ણન અનુ૰ : ચંદ્રશંકર શુકલ.
કિં. રૂા. દોઢ

**મૌલાના અબુલ કલામ આઝાદ:** લે. મહાદેવ દેસાઈ.
અનુ૰ : ચંદ્રશંકર શુકલ. કિં. રૂા. અઢી

**ભારતની એકતા:** જવાહરલાલ નેહરુ. અનુ૰ : ચંદ્રશંકર શુકલ.
કિં. રૂા. અઢી

**રચનાત્મક રાજકારણ:** લે. આચાર્ય કૃપલાની. અનુ૰ : ચંદ્રશંકર શુકલ.
કિં. રૂા. અઢી

**ગીતાદર્શન** : લે. રાધાકૃષ્ણન. અનુ૰ : ચંદ્રશંકર શુકલ. કિં. રૂ.

**પ્રભુનું ધન:** લે. ચંદ્રશંકર શુકલ. મેરી કોરેલીની એક કથાને આધારે.

: પ્રકાશક :
**વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ**
૩, રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨.

## રસિક વાર્તાસંગ્રહો તથા નવલકથાઓ

### કોની બહેન? અને બીજી વાતો

**લીઓ ટૉલ્સ્ટૉય**

**અનુવાદક : ચંદ્રશંકર શુક્લ**

ટૉલ્સ્ટૉયે જુદે જુદે વખતે લખેલી સુંદર વાર્તાઓનો સંગ્રહ — **રૂા. સવા બે**

### બે નવલકથા

**લીઓ ટૉલ્સ્ટૉય**

**અનુવાદક : ચંદ્રશંકર શુક્લ**

'Ivan Illych' અને 'Master & Man' એ વાર્તાઓનો અનુવાદ

**રૂા. અઢી**

### મૂગો સેવક

**લેખક : ચંદ્રશંકર શુક્લ**

એક મૂગા પણ સેવાભાવી છોકરાના અવનવા સાહસોની કથા — **રૂા. દોઢ**

### કામ અને કામિની

**લેખિકા : પ્રેમા કંટક**

**અનુવાદક : શકુંત રાવળ**

બે ભાગમાં વહેંચાયેલી આ નવલકથા લગ્નમાં બ્રહ્મચર્યના પ્રશ્નને રસિક રીતે રજૂ કરે છે. — ભાગ ૧લો **રૂા. અઢી**

ભાગ ૨જો **રૂા. સાડાત્રણ**

### પ્રભુનું ધન

**લેખિકા : મેરી કોરેલી**

**અનુવાદક : ચંદ્રશંકર શુક્લ**

પૃથ્વી પર સ્વર્ગનું દર્શન કરાવતી એક જીવન-સ્પર્શી નવલકથા. — **રૂા. અઢી**

## વાંચવા જેવાં કેટલાંક પ્રકાશનો

| | રૂ. આ. |
|---|---|
| **ગાંધીજીના સમાગમમાં :** સંપાદક : ચંદ્રશંકર શુક્લ. સરદાર વલ્લભભાઇ પટેલના આશીર્વચન સાથે ... ... | ૨—૮ |
| **ગાંધીજીની યુરોપયાત્રા :** લે. કુ. મ્યુરીએલ લેસ્ટર. અનુ. ચંદ્રશંકર શુક્લ. શ્રી. પ્યારેલાલની પ્રસ્તાવના સાથે ... ... | ૨—૦ |
| **ગાંધીજીના જીવનપ્રસંગ :** લે. મીલી ગ્રેહામ પોલાક. અનુ. ચંદ્રશંકર શુકલ. દીનબંધુ એન્ડ્રુઝની પ્રસ્તાવના સાથે. બીજી આવૃત્તિ | ૨—૪ |
| **પુણ્યશ્લોક ગાંધીજી :** સંગ્રાહક અને અનુવાદક ચંદ્રશંકર શુક્લ શ્રી. ગણેશ વાસુદેવ માવળંકરની પ્રસ્તાવના સાથે ... | ૪—૪ |
| **ગીતાદર્શન :** લે. રાધાકૃષ્ણન અનુવાદક ચંદ્રશંકર શુક્લ ... | ૩—૮ |
| **હિંદુ ધર્મ :** લે. રાધાકૃષ્ણન અનુવાદક ચંદ્રશંકર શુક્લ ... | ૪—૪ |
| **વેદની વિચારધારા :** લે. રાધાકૃષ્ણન અનુવાદક ચંદ્રશંકર શુક્લ... | ૨—૪ |
| **મહાભારત :** લે. રાધાકૃષ્ણન અનુવાદક ચંદ્રશંકર શુક્લ ... | ૨—૦ |
| **ભારતનો વારસો :** લે. રાધાકૃષ્ણન અનુ. ચંદ્રશંકર શુક્લ હિંદ તથા વિલાયતમાં અનેક શિક્ષણ સંસ્થાઓ તથા પરિષદો આગળ આપેલાં તાજાં વ્યાખ્યાનો. અનુવાદકના ઉપોદ્ઘાત સાથે. | ૩—૦ |
| **ભારતની એકતા :** જવાહરલાલ નેહરુ – અનુ. ચંદ્રશંકર શુક્લ ... | ૨—૮ |
| **બે નવલકથા :** લીઓ ટૉલ્સ્ટૉય. અનુવાદક : ચંદ્રશંકર શુક્લ ... | ૨—૮ |
| **કોની બહેન? અને બીજી વાતો :** લીઓ ટૉલ્સ્ટૉય અનુ. ,, ... | ૨—૪ |
| **મૂગો સેવક :** લે. ચંદ્રશંકર શુક્લ. ગાંધીજીને પ્રિય એવી અંગ્રેજી નવલકથા 'સર ગીબી'ને આધારે ... ... ... | ૧—૮ |
| **હિંદી રાષ્ટ્રીય મહાસભા :** આચાર્ય કૃપાલાની અનુ. ચંદ્રશંકર શુક્લ | ૧—૦ |
| **કામ અને કામિની :** લે. પ્રેમા કંટક અનુવાદક શકુંત રાવળ, ગાંધીજીના સંવાદ સાથે. ભાગ પહેલો | ૨—૮ |
| ભાગ બીજો | ૩—૮ |

વોરા ઍન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ
૩, રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઇ ૨